: પ્રકાશકો :
શ્રી ઇન્દુમતી ર. શાહ
શ્રી રમણિકલાલ પ્ર. શાહ
શ્રી લલ્લુભાઈ બલસારા
વ્યવસ્થાપકો : ગીતાબંધુ
૨૪, પારિજાત.
૯૫, મરીન ડ્રાઇવ
મુંબાઈ-૨.

૧૯૬૩.
(ડીસેમ્બર)

: સંપાદિકાઓ :
શ્રી માલતી શ્રોફ
શ્રી શાન્તા દેસાઈ
સહતંત્રીઓ : ગીતાબંધુ.

મૂલ્ય : રૂા. ૩=૦
[પોસ્ટેજ અલગ.]

મુદ્રક : યશવંતલાલ ચુનીલાલ બુટાલા.
મુદ્રણસ્થાન : ધી યશવંત પ્રિન્ટિંગ પ્રેસ,
સ્ટેશન રોડ, પ્રાંતિજ. જિ. સાબરકાંઠા.

ૐ

# પ્રકાશકનું નિવેદન

જગતમાં અનેક જાતનાં પુસ્તકો છે, ભજનોની ચોપડીઓ પણ ઠીક ઠીક પ્રમાણમાં અસ્તિત્વમાં આવેલી છે, પણ હરિકીર્તન પર ખાસ ગ્રંથો જોવામાં આવતા નથી. મને ખૂબ જ હર્ષ થાય છે કે શ્રી નલિનભાઈએ તત્ત્વજ્ઞાનથી ભરપૂર ગ્રંથો પણ લખ્યા, ગીતા પર પણ જાતજાતના દૃષ્ટિબિંદુથી ગ્રંથો લખ્યા, અને સૌની પહોંચમાં આવી શકે, વળી સુમધુર કંઠે લલકારીને છંદોબધ્ધ રીતે ગાઈ શકાય એવી સરળાતિસરળ શૈલીમાં "પંચામૃત" નામે હરિકીર્તનનો ગ્રંથ રમતાં રમતાં જ જનતાને ચરણે મૂકયો છે.

પરમાત્માનું નિગૂઢ તત્ત્વજ્ઞાન જેઓને ન સમજાય એમને માટે હરિકીર્તનો ખૂબ જ સરળ ઉપાય છે. એ રીતે પણ 'ભેજાંતોડ' લાગતું તત્ત્વજ્ઞાન જલદીથી સમજાઈ જાય છે.

કીર્તન એ નવધા ભક્તિમાંનો એક ભાગ છે. શ્રીમદ્ ભાગવતમાં મહર્ષિ વ્યાસજી ઊતિશીલા વર્ણવતાં પ્રહ્લાદાખ્યાનમાં લખે છે કે:–"જ્યારે હિરણ્યકશિપુ પ્રહ્લાદને પૂછે છે કે, 'દીકરા, તું શું ભણ્યો?' ત્યારે પ્રહ્લાદ કહે છે:—

"श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम्॥"

—આમ નવધા ભક્તિને વર્ણવે છે. શ્રવણ બાદ કીર્તન ખૂબ જરૂરી છે. વળી શ્રીમદ્ ભાગવતના માહાત્મ્યમાં પણ મહર્ષિ વ્યાસ લખે છે કે સનકાદિ કુમારો પણ કીર્તન કરતા. "कीर्तने ते कुमारा"

કીર્તનમાં ગેયતા હોવાથી માનવ હૃદય પર એ ભારે અસર કરે છે. પણ આ કીર્તનો નવી ઢબે, બુદ્ધિપૂર્વક, નિશ્ચિત મતિથી, ધ્યેયપૂર્વક હોય તો એની જીવન પર કાયમી અસર રહે છે. આ ગ્રંથમાં આપેલું

એ એક કીર્તન જીવનનાં ઊંચા માર્ગે જવા સોપાનરૂપ છે. વિશાળ માનવ સમુદાયને જીવનના ધવલ માર્ગે લઈ જવા કીર્તન એક સોનેરી માર્ગ છે.

રાત્રિની નિરવ શાંતિ હોય, કામ ધંધામાંથી પરવારેલા માનવો એકાદ ચોતરા પાસે ભેગા થાય, બેનો પણ ઘરનાં કામમાંથી નિવૃત્ત થયાં હોય, અને પછી કીર્તનકારનો કોકિલકંઠ શરૂ થાય. કીર્તનના ઊંચા રસમાં આબાલવૃદ્ધ જોતજોતામાં તલ્લીન બને, સૌનો થાક ઉતરે, નિદ્રાનું પણ ત્યાં કંઈ ન ચાલે, બસ સર્વત્ર જાણે સત્ત્વગુણનું જ રાજ્ય દેખાય. જ્યાં જ્યાં સહૃદયનાથી, સદ્દભાવથી કીર્તન થાય ત્યા ખુદ ભક્તિદેવી અને ભગવાન સાક્ષાત પધારે છે, એવું તો ભાગવતકાર નોંધે છે.

આવો દિવ્ય ને અમૂલ્ય અનુભવ સૌ આ "પંચામૃત" ગ્રંથના વાચકને થાઓ એટલી પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના.

મુંબઈ.
૨૦-૧૨-૬૩

પ્રકાશકો વતી,
ઈન્દુબેન રમણિકલાલ શાહ
વ્યવસ્થાપક : ગીતાબંધુ.

# સંપાદકીય—

ગીતાબંધુ ગ્રંથાવલના આ નવા ગ્રંથનું સંપાદન કરતાં આનંદ થાય છે. ગીતા, ભાગવત, ઉપનિષદ, બ્રહ્મસૂત્ર વગેરે ઋષિ સાહિત્યને શક્ય એટલુ લોકભોગ્ય કરવાનો, ગ્રંથાવલિ દ્વારા, પ્રયત્ન કરવામાં આવ્યો જ છે. પરંતુ ગદ્ય કરતા પદ્ય માનવમનને જલદીથી રસમય, ભાવમય અને સત્ત્વમય કરી શકે છે, અને ભાવસ્પર્શ વિનાનું કઠોર લુખ્ખું જ્ઞાન જીવનનું સમાધાન આપતુ નથી, આથી એ જ આર્ષ તત્ત્વજ્ઞાનને વધુ રોચક અને હૃદયંગમ બનાવવા માટે હરિકીર્તનનો આશ્રય લીધો છે.

મંગલાચરણ, સ્તવન, મૂળપદ, પૂર્વરંગ અને ઉત્તરરંગ—એમ હરિકીર્તનના પાચ અમૃતતુલ્ય અંગો હોઈને આ ગ્રંથનું નામ પંચામૃત રાખ્યું છે. હરિકીર્તનના મુખ્ય ભાવ વિચાર તો પદ્યમાં હોય પણ વચ્ચે વચ્ચે જ્યાં જ્યાં જરૂરી હોય ત્યાં ત્યાં કીર્તનકાર પોતે સમજૂતી આપે અને સંગીતની મદદથી શ્રોતા અને વકતા સૌ હરિરસમાં તરબોળ બને. સત્ત્વશુદ્ધિ અનુભવે આ કીર્તનો પાંડિત્યના પ્રદર્શન માટે કે કાવ્યકલાની હસ્તગતતા બતાવવા માટે નહી પણ કેવળ સત્ત્વશુદ્ધિની કમાણીની ભાવનાથી શ્રી. નલિનભાઈએ લખ્યાં. અને ભા. વિ. ભવનના ગીતાવર્ગમાં કર્યાં. વાદ્ય વગેરેની સામગ્રી વિના અને વ્યવસ્થિત સંગીતની મહેફિલ વિના પણ આ કીર્તનો જ્યારે ગીતાવર્ગમાં કરવામાં આવ્યા ત્યારે સૌએ સત્ત્વશુદ્ધિ અનુભવેલી. કીર્તનથી હરિ કાન દ્વારા હૃદયમાં પ્રવેશે છે એ ભાગવત વાક્યની પ્રતીતિ સૌએ કરેલી. આથી બહુજન સમાજમાં આ વિચારોનો પ્રચાર લાભપ્રદ થશે એ વિચારે એને ગ્રંથસ્થ કરવાની ઇચ્છા થઈ અને ઈશકૃપાએ એ પૂર્ણ થઈ. કીર્તન તરીકે ન યોજીને એનું કેવળ વાંચન કરવામાં આવશે તોય તે આનંદદાયી બનશે એવી શ્રદ્ધા છે, કારણ કે શ્રી. નલિનભાઈ એક કુશળ વક્તા ને તત્ત્વચિંતક ઉપરાંત સહૃદય કવિ,ય છે. એમની કવિત્વની પ્રસાદી રૂપે ચાર ગ્રંથ તો વર્ષો પહેલાં આપણને મળી ચૂકયા છે. આ કીર્તનોથી એમાં એક મહત્ત્વનો વધારો થશે.

આ કીર્તનોમાંથી રન્તિદેવ, જડભરત, ગજેન્દ્રમોક્ષ, સત્યવિજય વગેરે ભાગવત પુરાણની કથાઓને આધારે લખાયાં છે અહલ્યા, શબરી,

વાલ્મીકિ વગેરે રામાયણના પાત્રો પર આધારિત છે. સત્યકામ, જાબાલ, તથા દધીચિ ઉપનિષદ્ના દષ્ટાઓના જીવન પ્રસંગ પરત્વે છે. ગુરુકૃપા શંકરાચાર્યના જીવન પ્રસંગ પર આધારિત છે. જ્યારે મોહન-ગોપાળ લોકકથા પર "હરિજન સેવક"માં મહાત્મા ગાંધીજીના જીવનનો પ્રસંગ ગૂંથાવામાં આવ્યો છે. આમ વિષય અને પ્રસંગનું વૈવિધ્ય જળવાયું છે. આ વિવિધ પ્રસંગો દ્વારા કીર્તકારે શ્રોતાઓના ચિત્તપ્રવાહને પરમાત્મગામી કરવાનો ધન્ય પ્રયત્ન કર્યો છે. ભોજનનો રસ જેમ ચાખી જોવાથી, તેમ કીર્તનનો રસ કરી જોવાથી જ સમજાય. આથી ઘર ઘર આ કીર્તનો થાઓ અને સૌ સત્ત્વશુદ્ધિ અનુભવો એટલી ઇશપ્રાર્થના.

મુંબઈ,
૨૦-૧૨-૬૩

માલતી શ્રોફ
શાન્તા દેસાઈ

ॐ

# અસ્મદીયમ્

સામાન્ય જનતાને પ્રભુને પંથે દોરવા, ઊંચાંમાં ઊંચા રસમય જીવનની લહે લગાડવા, પવિત્ર સંસ્કારોની લ્હાણી છૂટ્ટે હાથે કરવા, લોકહૃદયને ધોવા, આત્માની ભૂખ ટાળવા, જ્ઞાનની તરસ છીપાવવા, મોટા મોટા જ્ઞાનીઓનાં હૃદયને પણ ભક્તિપૂત કરી કોરાં જ્ઞાનની સતામણીમાંથી છોડાવવા, ભગવાન અને તેનો મહાનન્દ સૌની-કોઈપણ જાતના ભેદ સિવાય-સૌની પહોંચમાં આણવા, આપણા લોકહિતમાં રચ્યાપચ્યા રહેતા પૂર્વજોએ એક સુંદરતમ ઉપાય શોધ્યો છે અને તેને સફળતાપૂર્વક યુગ યુગથી અજમાવ્યો છે. એ ઉપાય તે હરિકીર્તન. હરિકીર્તન એક ભારે ઉપયોગી, સુંદર અને લલિતકળા છે. આજના યુગને ભાવે એ રીતે જો એ કળાનો જીર્ણોદ્ધાર થાય, એમાં ભણેલો અને સંસ્કારી વર્ગ જો રસ લેતો થાય, પ્રભુપ્રેમી અને સહૃદય, પવિત્ર અને વિદ્વાન, સુશીલ અને ઉચ્ચ ભાવનાશીલ, નિઃસ્વાર્થ અને સેવાભાવી ભાઈબેનો જો એ કળાને અપનાવી જનતામાં એનો પ્રચાર કરે તો જનતાના ઉપર ભારે ઉપકાર થાય એમ છે. આપણા ઐહિક જીવનને અને નૈતિક જીવનને, પારમાર્થિક જીવનને અને સામાજિક જીવનને એથી લાભ જ લાભ થાય! યોગ્ય અધિકારી કીર્તનકારો દ્વારા કોઈપણ સરકાર પ્રજાજીવનને ભારે પલટો આપી શકે. **कलौ केशवकीर्तनम्**- કહી ભગવાન શુકદેવજીએ આ મહાન, સત્ય, શિવ અને સુંદર કળાને પ્રતિષ્ઠિત કરી છે. સંગીત, ભાવ, વાણી, વિષય, સુરુચિ, વગેરેનો સુંદર મેળ જામતો હોઈને આ કળા જનહૃદયને ખૂબ જ સ્પર્શી શકે. કીર્તનકારનો આત્મલાભ તો અવર્ણ્ય જ હોય છે. આ કળાની શાસ્ત્રીય ખીલવણી કરવી ઘટે. આ દિશામાં મહારાષ્ટ્રે ખૂબ પ્રગતિ કરેલી છે. ગુજરાતે કરવી ઘટે. પ્રજાને રસમાં તરબોળ કરી નાંખી, ઊંચે લઈ જવાનો એમાં અદ્‌ભુત કીમીઓ છે. પ્રજાજીવનના ઊંચા રસ, વિચાર, ભાવ, સંસ્કારને પેઢી દર પેઢી જાળવી રાખવાનો અને પોષવા ઉછેરવાનો એ સસ્તામાં સસ્તો ઉપાય છે. મંગલાચરણ, સ્તવન, મૂળપદ, પૂર્વરંગ, અને ઉત્તરરંગ એ હરિકીર્તનનાં પંચાંગ છે. સંગીતના ઉપર કાબૂ એની રસજમાવટમાં ઉપયોગી છે. સુરીલો અને મીઠો કંઠ એની શોભા છે. શાસ્ત્રીયતા અને સુરુચિ એનો પ્રાણ છે, પ્રભુરસ એનું હૃદય છે, આધ્યાત્મિક શ્રદ્ધાનું ઉદ્દીપન અને અંતે પ્રભુમયતા તરફ વલણ અને પ્રભુપ્રાપ્તિ એનું ફળ છે. આવા કીર્તનના નમૂનારૂપે, જાત અનુભવની વાનગી તરીકે, અને એ વિષયને વધુ સુઘડ અને શાસ્ત્રીય બનાવવામાં દિગ્દર્શક બને એવી વિનમ્ર આશાએ આ કીર્તનો-પંચામૃત અહીં રજૂ કરવામાં આવે છે. એનું વાચન પણ રસપ્રદ અને હૃદયને પવિત્ર કરનારું થશે એવી શ્રદ્ધા છે. એમાં જો ક્યાંયે ક્ષતિ રહી ગઈ હોય તો સહૃદય કીર્તનકારોને સુહૃદ્‌ભાવે સૂચવવા વિનંતિ.

ચાહવાનુ બીજુ નામ છે સમર્પણ કરવુ પૂર્ણ સમર્પણ વિનાનો પ્રેમ વિટબણા છે સમર્પણમા આત્માનન્દ હોઇને, જે જે ભાઇબેનોએ સમર્પણ સ્વીકાર્યા છે તેમણે મને આત્માનન્દનો પૂરવઠો પૂરો પાડ્યો છે એ માટે તેમનો ઋણી છુ

આ કીર્તનોના પ્રકાશનની જવાબદારી નિષ્કામભાવે પાર પાડવા માટે પ્રકાશકોનો, અને સપાદનનુ કાર્ય યશસ્વી રીતે ઉકેલના માટે સપાદિકાઓનો ઋણ સ્વીકાર કરતા આનદ થાય છે

આ 'જુદી જ જણસ'ની યથાર્થ કિંમત આકવા બદલ પ્રિય ભાઇ પ્રા૦ મધુકરનો આભાર કેમ માનુ ! મળ્યા ત્યારથી એઓ મને ઉજળો જ કરે છે એમના જેવા સહૃદયી મિત્ર મારે છે એ કલ્પનાએ પુલકિત થવાય છે આ મીઠા ઋણમાથી કદી ન છૂટાઓ

મુબઈ,
તા ૨૦-૧૨-૬૩

નલિન મ. ભટ્ટ

# " જુદી જણસ "

આચાર્યશ્રી નલિનભાઈ ભટ્ટને આમ એમને શુભનામે તો હું ઘણા સમયથી ઓળખતો હતો, પરંતુ જયહિન્દ કૉલેજમાથી, ભારતીય વિદ્યાભવન સચાલિત " ભવન " કૉલેજમા આવ્યો ત્યારે એમના પરિચયમા સાક્ષાત્ આવ્યો ને ઈશ્વરકૃપાએ એ પરિચય ગાઢ થયો નલિનભાઈને હું એક ગીતાબોધ્યુ જીવન જીવનાર વ્યક્તિ તરીકે જોઈ શકયો; ને મને થયુ કે ' મન, વચન, કર્મ ' મા ' साधुनामेकवाक्यता ' કહ્યુ છે તે કેવળ સુભાષિત કે સૂક્તિ નથી.—આ જટિલ જગતમા એવા જીવો આપણી આસપાસ જ વસે છે અને આમ છે માટે જ નલિનભાઈના સર્જનમા સહજતા, સરળતા અને છતા સરસતા ને સચોટતા આપમેળે આવે છે આયાસથી એ હમેશ દૂર રહેના જણાય છે એમના જીવનને એમણે વેદ, ઉપનિષદ, ગીતા, યોગ, ભાગવતાદિ પુરાણાદિના વાચન, મનન, અધ્યયન ને પરિણામે " સાધુજીવન " બના વ્યુ છે. એમના જીવન અને કવનમા એ ' હિમાલયો 'માથી જ ' ગગા ' વહી છે, જેનુ શૈત્ય ને પાવનત્વ ગમે ત્યારે અનુભવી શકાય છે.

આ પુસ્તકના કીર્તનો વાચ્યા પછી વાચક જરૂર આત્માની શીતળતા પામવાનો અને પાવન થવાનો. આવા કવનને શુષ્ક પાડિત્યની સરાણે ચડાવવાનો પ્રયાસ કરનાર દિશાભૂલ ફગશે એમ મને લાગે છે, કારણ આ ' કીર્તનો ' હૃદયની અતલ ગુહામાથી બહાર આવ્યા છે એમા શબ્દ પછી, અર્થ પ્રથમ; રૂપ પછી ને રહસ્ય કે મર્મ પ્રથમ સ્થાન ધરાવે છે પુરાણ, ઇતિહાસ, સમાજ અને કલ્પના કથાનો ટેકો લઈ, માનવજીવનના ઉચ્ચતમ મૂલ્યો જયા જયા, જે જે રીતે પ્રકટ થયા છે તે દર્શાવી, તેનુ પૃથક્કરણ કરી, પ્રતીતિજનક, કાવ્યમય અને રસિક રીતે તે રજૂ કરવાનો એમણે સહજ પ્રયાસ કર્યો છે. સસ્કૃત અવતરણો, માત્રામેળ કે અક્ષરમેળ છદો, ગીતો અને ભાવવાહી ગદ્યના સાધન દ્વારા એમણે મૂળ કથાનુ સંકલન, સયોજન કરીને, પોતાનુ કામ પાર પાડયુ છે જેમ નાટકમા છપાયેલી કૃતિ રગમચ પર અવતરતા નવુ રૂપ ધારણ કરે છે, એની ઘણી ઊણપો ઢંકાઈ જાય છે, તેમ અહી પણ આ ' કીર્તનો ' કીર્તનકારના

સ્વમુખે ગવાતાં, ભક્તિભર્યું વાતાવરણ જ સર્જી રહે છે. કીર્તનકાર અને ભાવુક ભાવિકો બીજી આળપંપાળમાં પડતા જ નથી.

આટલા માટે મેઘાણીના શબ્દોમાં હું આને—"જુદી જણુસ" કહેવા માગું છું. મેઘાણી લખે છે :—

"તારી જણુસ વીરા, જુદિયું,
એના જુદા જાણણહાર જી,
જ્યાં તે નામ એનાં પાડીશ નેં,
ભલે નવ જડે લેનાર."

શ્રી નલિનભાઈનું નિરાડંબરી, પાપભીરુ, ઈશ્વરપરાયણ, સનાતન ધર્મી વ્યક્તિત્વ આ કીર્તનોમાંથી જરૂર પ્રકટી રહે છે. 'જગત–ડાહ્યા-ઓને' આમાં રસ ન પડે તો, હું માનું છું કે આ કીર્તનકારને તેની સામે ફરિયાદ નથી કારણ એ પણ જાણે છે કે આ "જુદી જણુસ"ના જાણણહાર પણ જુદા જ હોય છે, ને જે ચીજ એમને 'વેચવી' છે, (? કે વહેંચવી છે) તેને રૂપાળા નામ આપી, એકાદ વંચના ઊભી કરીને વેચવાનો તે પ્રયાસ કરનાર નથી. એ તો ખુમારીથી એટલુ જ બોલશે: 'ભલે નવ જડે લેનાર.' ગુમાવવાનું છે તે 'નવ લેનારે' ગુમાવવાનું છે, એમણે નહીં.

ભારતની ભૂમિ પર જેણે પાય ધરી ધરતીની કણ કણને પાવન કરી છે તેવાઓના નામસંકીર્તનથી, હૃદયમા એક દીપક પ્રકટાવી તેની જ્યોતિએ ઊજાળા થવાનો આ કીર્તનો દ્વારા આપણને અવકાશ સાંપડે છે. માટે આ કીર્તનના શબ્દો તે શબ્દો નથી—શબ્દતણખા છે, કારણ

"આતમની એરણ પરે
જે દી અનુભવ પછડાય જી,
તે દી શબ્દતણખા ઝરે
રગ રગ કડાકા થાય જી."

નલિનભાઈએ આવા કડાકા અનુભવ્યા છે, એટલે એમની આ 'જુદી જણુસ' આતમની એરણ પર પછડાયેલા અનુભવનું જ ગાન બની રહે છે. એમની કાવ્યપ્રતિભાનો પરિચય વર્ષો પૂર્વે એમણે પ્રકટ

કરેલા કાવ્યસંગ્રહોથી વાચકોને મળી ચૂક્યો છે, ને એમની તલસ્પર્શી સારગ્રાહી બુદ્ધિમત્તાનો પરિચય એમના અનેક ગ્રંથો દ્વારા મળી ચૂક્યાં છે, એટલે આ કીર્તનોને તેની કાવ્યસમૃદ્ધિ કે તેના બૌદ્ધિક તત્ત્વ પૂરતી 'ટેકણ લાકડી'ની ગરજ સારવાપણું રહેતું નથી.

પ્રત્યેક કીર્તન કીર્તનકારે પોતાના કોઈને કોઈ આત્મીયને અર્પણ કર્યું છે, ને એની વિશેષતા છે. એ અર્પણમાં પણ કવિની સંવેદન-શીલતા ને ભાવુકતા નજરે પડે છે.

જડવાદી પ્રવૃતિઓની હરોળ સામે આવી એકાદી પ્રવૃત્તિ, ભલે લાંબે ગાળે પણ, જયવતી નીવડશે એમાં શંકા નથી. એવી પ્રવૃત્તિના એક વિનમ્ર પુરસ્કર્તા તરીકે પણ આચાર્ય શ્રી નલિનભાઈ ભટ્ટ આપણાં અભિનન્દન અને શુભેચ્છાના અધિકારી બને છે.

મુંબઈ
તા. ૨૦-૧૨-૧૯૬૩.

મધુકર રાંદેરિયા

# મોહન–ગોપાળ

ૐ

શ્રી. ઇન્દુબહેનને

તું દેવહૂતિ; કપિલર્ષિ મને ગણ્યો તેં;
સંબંધ ભવ્ય, અતિ ઉજ્જ્વલ હું કરું એ;
એ ભાવના પુનિત; આ હૃદયે રમે છેઃ
અર્પું તને જનનિ! કીર્તન દિવ્ય પ્રેમે.

નલિન ભટ્ટ

## મંગલાચરણ

ॐ वक्रतुण्ड! महाकाय! सूर्यकोटिसमप्रभ! ॥
निर्विघ्नं कुरु मे देव! शुभकार्येषु सर्वदा ॥ १ ॥
अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधुवर्त्मनि ॥
सदान्तेवासिहृदये स्फुरतु श्रीहरिर्गुरुः ॥ २ ॥
वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ ३ ॥
मूकं करोति वाचालं पङ्गुं लंघयते गिरिम् ॥
यत्कृपा तमहं वंदे परमानन्दमाधवम् ॥ ४ ॥

## મૂળપદ

ભજ મન હરિને ભજ મન હરિને, ભજને મન ! હરિહરને;
કાળ તણી વિકરાળ સવારી પ્રતિપળ ગળતી જગને....
ભજ તું મનડા હરિને ! ૧

સુત દારા નવ હાથ પકડશે ધનદોલત નવ સાથ રે !
ઘર ખેતર ધરતી તુજ માની છેલ્લે કરશે હાસ રે....
ભજ તું મનડા હરિને ! ૨

હરિહર કેરું નામ રટણ તું કરને વ્યાકુલ હૃદયે;
આર્ત ભાવના ગૂઢ પુકારે તરશે ભવ-સાગરને....
ભજ તું મનડા હરિને ! ૩

## પૂર્વરંગ

ભગવાન વ્યાસ દેવ કહે છેઃ—

केचिद् वदन्ति धनहीनजनो जघन्यः
केचिद् वदन्ति गुणहीनजनो जघन्यः ॥
व्यासो वदत्यखिलवेदविशेषविज्ञः
नारायणस्मरणहीनजनो जघन्यः ॥

કેટલાક કહે છે કે ધન વગરનો માણસ અધમ છે, તો કેટલાક કહે છે ગુણ વગરનો માણસ અધમ છે. જ્યારે તમામ

વેદોની વિશેષતા જાણનાર વ્યાસ કહે છે–નારાયણનાં સ્મરણ વિનાનો જીવ જ અધમ છે. પણ જેણે એમ કહ્યું છે કે "धनहीनजनो जघन्यः" તેનો નિર્ણય પણ અનુભવ પર મંડાયેલો છે. ધનનું જીવનમાં અગત્યનું સ્થાન છે. વ્યવહારમાં તો ધન જ જીવનનું નિયમન કરે છે. કવિનો એકરાર છેઃ—

(ઉપજાતિ)

જેની કને છે ધન તે કુલીન,<br>
છે તેજ બુદ્ધિ ગુણ કીર્તિમન્ત;<br>
વકતા અને દર્શન યોગ્ય તેજ,<br>
સર્વે ગુણો કાંચન આશ્રયંત ।। ૪.

એટલું જ નહીં, પણ જેની કને ધન નથી હોતું તેનું જીવન અકારું બની જાય છે. ગરીબની વેદના અને કરુણતાનો કંઈ પાર? કવિ આથી ઉપદેશ દે છે કેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

માતા નિન્દતી; ના પિતા ખુશ થતા; ભ્રાતા ન બોલે વળી,<br>
કોપે સેવક; પુત્ર ના કહ્યું કરે; કાન્તાય વાંકું વદે;<br>
મિત્રો, "આ ધન માગશે," મન મહીં ધારી ફરે વેગળા!<br>
આથી દ્રવ્ય ઉપાર્જના કર સખે! દ્રવ્યે વસી વશ્યતા! ૫.

અને એ જ કારણે તો મૃદંગમાંથી પણ કવિ બોધ નિતારે છેઃ—

दुन्दुभिस्तु सुतरामचेतनस्तन्मुखादपि धनं धनं धनम्—<br>
इत्थमेव निनदः प्रवर्तते किं पुनर्यदि जनः सचेतनः ?—

તબલું કેવળ અચેતન છે. તેના મુખમાંથી પણ ધન–ધન–ધન–એવો જ અવાજ નીકળે છે. તો પછી ચેતનવાળા માનવની તો વાત જ શી?

એટલેથી જ આ પતતું નથી. મોટો છતાં ધનહીન નાનો બને છે. નહીંતર કવિ શાને કહે કેઃ—

न विद्यया नव कुलेन गौरवं
जनानुरागो धनिकेषु दृश्यते ॥
कपालिना मौलिधृतापि जाह्नवी
प्रयाति रत्नाकरमेव सत्वरम् ॥

. વિદ્યાથી કે કુલથી ગૌરવ મળતું નથી, લોકોની પ્રીતિ તો ધનવાનો ઉપર જ જણાય છે. શંકર જેવા શંકર—મહાદેવ પણ ત્રિલોક-પાવની જહ્નુતનયા-ગંગાને માથા ઉપર ધારણ કરે તો પણ તે રત્નાકર તરફ જ-નીચે રહેલા રત્નાકર તરફ જ ધસે-અને તે પણ વહેલી વહેલી; અને પરિસ્થિતિ જ આવી હોવાથી ધન મેળવવા માનવ શું શું નથી કરતો? કવિ વર્ણવે છે કેઃ—

( શાર્દૂલવિક્રીડિત )

ગાળી પર્વત ધાતુઓ; અવનિ એ ખોદી; તર્યો વારિધિ,
લક્ષ્મીની તરસે અનેક નૃપને તોષ્યા પ્રયત્નો કરી!!
ગાળી રાત સ્મશાનમાં બહુ અરે! આરાધને મંત્રના
અને આમ છતાં—
રાતી પાઈ મળી નહીં!!....૬.

અને આથી દુનિયા "धनहीनजनो जघन्यः" એમ ઠેરવે એ કુદરતી છે. તો આખી દુનિયાના નિર્ણયની ઉપરવટ થઈને વ્યાસજી એમ કેમ કહે છે કે— "धनहीन" નહીં પણ "नारायणस्मरणहीनजनो जघन्यः"! વ્યાસજી કંઈ બેભાન તો હતા નહીં! તેઓ તો—

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः
अभाललोचनः शंभुः भगवान् बादरायणः ॥

—આવા હતા! તો પછી સાચું શું? કવિ મદદે આવે છે કેઃ—

જલમાં ઊઠયા બુદ્દબુદ સમું ચંચલ સખે! આયુ ઠર્યું,
સૌન્દર્ય યૌવનનું કહ્યું કમલે રહ્યાં જલબિન્દુ શું; ૭

ધનની કથા મનમાં સ્ફુર્યા સંકલ્પશી કેવળ્ મૃષા
ને ભોગના સુખની છટા તો, ધન–સમયની વીજ શા; ૮
કંઠે કમળકર કોમલા કાન્તા તણા પળભર મીઠા,
તેયે પરંતુ ના સખે! ભવની અમૂંઝણ ટાળતા! ૯
એ આયુ ને યૌવન અને ધન, ભોગ ને કાન્તા કથા,
મીઠાં છતાં અંતે ગરજ હિતશત્રુ કેરી સારતાં! ૧૦

કેમ કે છેવટે તો :

धनानि भूमौ पशवश्च गोष्ठे
भार्या गृहद्वारि जन स्मशाने ॥
देहश्चितायां परलोकमार्गे
कर्मानुगो गच्छति जीव एकः ॥

પૈસા પૃથ્વીમાં, પશુઓ કોઢારામાં, પત્ની ઉંબરે, જનતા સ્મશાને અને દેહ ચિતામાં રહી જાય છે! કેવું નિરંજન સત્ય?–વળી

ધન મેરુ સમ હો ભલે હો રંભા સમ નાર,
કાયા માર સમી ભલે હો રૂપ તણો અવતાર!
ધન દારા જોબન બધાં મોતતણાં ઓજાર!
અંતે છેહ અચૂક દે કો ન ઉતારે પાર! ૧૧

ગજગ્રાહનો ગજેન્દ્ર એનો પ્રસિદ્ધ દાખલો. તો છેવટનો ભેરુ કોણ? ગજેન્દ્ર સ્વયં કહે છે:—

यः कश्चनेशो बलिनोन्तकोरगात्
प्रचण्डवेगादभिधावतो भृशम् ॥
भीतं प्रपन्नं परिपाति यद् भयात्
मृत्युः प्रधावत्यरणं तमीमहे ॥

બલવાન પ્રચંડ વેગે નિરંતર દોડધામ કરતાં, મૃત્યુરૂપી નાગના ભયથી બીધેલા અને શરણે અવેલાને જે કોઈ સર્વ સમર્થ રક્ષે છે–જેના ભયથી મોત દોડધામ કરે છે–તે શરણું દેનારની હું સ્તુતિ કરું છું :—ભગવાન સ્વયં અભયદાન દે છે કે:–

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात् पार्थ! मय्यावेशितचेतसाम् ॥

અર્થાત પરમાત્મા જ મોતના ભયમાંથી ઉગારે છે, તે સિવાય આરો નથી. नान्यः पन्थाः विद्यतेऽयनाय!! આથી જ તો વિચક્ષણ વ્યાસદેવ કહે છે કેઃ—

"नारायणस्मरणहीनजनो जघन्यः"!!

તો એ ભગવાનનુ સ્મરણ થાય કેવી રીતે? અનુભવનું સ્મરણ થાય! ભગવાન જોવા મળે તો તેનો અનુભવ થાય! જોવા મળે જો હાજર થાય તો. અને હાજર થાય જો તેને બોલાવીએ તો! અને એને બોલાવવું એટલે એના નામનો પોકાર કરવો! સરળ પણ વ્યાકુળ હૃદયે ભગવાનને શ્રદ્ધાપૂર્વક હાક મારવી ઘટે. દ્રૌપદીના જેવી અશરણ વ્યાકુળતા, ગજેન્દ્ર જેવી-વેધક આર્દ્રતા, પ્રહ્લાદ જેવી અચળ શ્રદ્ધા અને ધ્રુવ જેવી અજોડ સરળતા—એ રીતે જો ભગવાનનું નામસ્મરણ થાય-કરીએ તો-

પ્રકટે થંભે; પ્રકટે તરુએ; પ્રકટે જલ ને થલમાં,
આર્ત હૃદયની વ્યાકુલ રાવે હરિ પ્રકટે ઉરતલમાં; ૧૨
આણુ આણુ માંહી મહેલ બનાવી વસતો ગૂઢ મુરારિ
ભાવ તણો ભૂખ્યો શામળિયો પ્રકટે આર્તિ-વિદારી. ૧૩

× × ×

આથી જ આરંભે કહેવામાં આવ્યું છે કેઃ—

ભજ મન હરિને ભજ મન હરિને ભજ તું મન હરિહરને,
કાળ તણી વિકરાળ સવારી પ્રતિપળ ગળતી જગને. ૧૪

× × ×

તો એક બાળ ભક્ત, વ્યાકુલ અને ભાવભર્યાં હરિનામ જાપે કેવી રીતે ભવભય તરી ગયો તે જોઈએ. પણ તે પહેલાં આપણે સૌ પણ પ્રભુ નામની ધૂન લગાવીએ કેઃ—

ૐ બોલો ૐ બોલો ૐ બોલો ભાઈ (૨)
ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ
ૐ બોલો ૐ બોલો ૐ બોલો ભાઈ.

— इतिपूर्वरंग —

## ઉત્તરરંગ

એક નાનું ગામ. તેમાં એક વિધવા બ્રાહ્મણી રહે. બ્રાહ્મણી કેવી હતી ?

(અનુષ્ટુપ)

ભક્તિશીલા, મનઃપૂતા, શ્રદ્ધાળુ, દીન, વત્સલા;
વિધવા તે હતી કિન્તુ મૂર્તિમાન દરિદ્રતા! ૧૫

× × ×

અને દરિદ્રીને માટે તો કવિવચન છે કેઃ—

(ઉપજાતિ)

"દરિદ્રનું માન્ય છતાં ન માન,
દરિદ્રમાં જ્ઞાન છતાં ન ભાન;
દરિદ્રની પૂજ્ય છતાં ન પૂજા,
દરિદ્રતાએ ગુણમાત્ર ભૂંજ્યાં." ૧૬

× × ×

ગરીબ અને તેમાં પણ વિધવા! આથી ગામમાં તેની ઘૃણા હતી. પોતાનું કહેવાય એવું તેને કોઈ ન હતું-હતો ફક્ત-

(અનુષ્ટુપ)

"પુત્ર દેવ-સમો એક મૂર્તિમાન મનોજ શો,
શ્રદ્ધા—સરળતા—ભક્તિપૂર્ણ મોહન નામનો. ૧૭

× × ×

અને ગરીબાઈ છતાં મા દીકરો પોતાના દિવસો આનંદમાં વિતાવતાં હતાં. વાતમાં ને વાતમાં છ વર્ષો વીત્યાં અને બ્રાહ્મણીને વિચાર આવ્યોઃ—

(અનુષ્ટુપ)

નહિ વિદ્યા વિના સોહે કદી બાળક વિપ્રનો,
વિપ્ર વિદ્યાવિહોણો જે જન્મદાતા અભદ્રનો. ૧૮

આથી મોહનને ભણાવવો જોઈએ. પણ ગામમાં તો કોઈ દાદ ન દે. આથી ત્રણેક માઇલ દૂર એક ગામમાં માતા મોહનને લઈ ગઈ. ત્યાં એક પાઠશાળા ચાલતી હતી. ગુરુજી પાસે જઈ આર્દ્ર હૃદયે મા બોલી—

(લલિત)

જનકહીન આ બાળને લઈ શરણ આપનું આજ હું પળી;
ગરીબ માતનું રત્ન કીમતી ગુરુ કૃપા કરો બાળ કેળવી! ૧૯

× × ×

ગુરુજીને દયા આવી. મોહનને ભણાવવા કબૂલ્યુ. મોહન રોજ ભણવા માટે ઘરથી આવ-જા કરવા લાગ્યો. ગામ ત્રણ ચાર માઈલ દૂર હતું. વચ્ચે માઇલેકનું ઘોર જંગલ પણ હતું. ગરીબના છોકરા માટે ગાડી ઘોડા કયાંથી હોય? મોહન રોજ ચાલતો જ આવતો. સૂર્યોદયે આવે અને સૂર્યાસ્તે જાય! આ એનો નિત્યક્રમ

એક દિવસ ગુરુકુલમાં ઉત્સવ હતો. મોહનને પાછા ફરતા મોડું થયું. અંધારિયાને લઈને જંગલમા ગાઢ અંધારું હતું અને બિચારો મોહન—

(અનુષ્ટુપ)

જંગલી પશુઓ કેરી ત્રાડ ભૈરવ સાંભળી—
બાળના હાડમાં ઊંડી ઊતરી બીક સોંસરી! ૨૦

બીકે કાંપતો બાળક રસ્તો કાપતો હતો. આ બાજુ માતાને પણ મોડું થવાથી ગભરાટ થયો! દીકરાને શોધવા મા સામે આવી, દીકરાને ડરથી ધ્રૂજતો ભાળી માએ ગોદમાં લીધો. ઘરે લાવી. બિચારો બાળક! માતાને રાવ કરવા લાગ્યો કેઃ–

(લલિત)

વન વિષે જવું રોજ બા, મને,
વનચરો તણો ભો દમે મને;
અગર આજ ના આવી પ્હોંચતી
નવ લહું દશા કોણ વીતતી! ૨૧
બાળકો અને ગુરુ કને ભણે
સરવ સાથ તો નોકરો રહે;
વનમહીં જતાં બીક લાગતી
મુજ સટે, ન કાં દાસ રાખતી! ૨૨

બાળકની સરળ વાણી સુણી માતાની આંખ ભરાઈ આવી. પોતાની દરિદ્રતાનો ખ્યાલ આપતાં કહેવા લાગી—

(લલિત)

દિવસમાં નહીં આપણી કને
વખત બે તણું અન્ન યે મળે;
જિગર ભેદતી કારમી વ્યથા,
કયમ કરી કહું તાત! એ કથા? ૨૩

આટલું કહેતાં જ બ્રાહ્મણીનું હૃદય ભરાઈ આવ્યું. માતાની આંખ આંસુ ભરી જોઈ મોહનથી પણ રડી દેવાયું. કહેવા લાગ્યો-

(ઉપજાતિ)

જનની! આંસુડાં કેમ ખેરવે?
રુદન આ મને તારું ડારતું,
જગ વિષે ન શું કોઈ આપણું?
જનની! બોલને કેમ શાન્ત તું? ૨૪

મોહનના સરળ અને મર્મભેદી પ્રશ્ને માતાનું હૃદય વ્યથાથી ઊભરાઈ ગયું, પણ તેને તરત ખ્યાલ સ્ફુર્યો–અનાથનો નાથ ઈશ્વર છે. જેનું કોઈ નહીં તેનો બેલી ઈશ્વર. આ સ્ફુરણાએ તેના હૈયામાં બળ આવ્યું. એનાં આંસુ ઓસર્યાં. માતા કહેવા લાગી, "બેટા ! આપણું કોઈ નથી એમ કેમ કહેવાય ? આપણો ગોપાલ તો છે !" મોહને સામે પૂછયું, "મા ! ગોપાલ મારો શું થાય ?" સ્નેહમયી શ્રદ્ધાળુ માતાના મુખમાંથી વચન સર્યું, "બેટા ! ગોપાલ તારો મોટો ભાઈ થાય !" હરખથી મોહને પૂછયું, "મારો ભાઈ થાય ? તે કયાં છે ? મેં તો તેને કદી ન જોયો ?" અને માતાનું હૃદય તરત પ્રભુ પ્રેમથી છલકાઈ ગયું. કેમકેઃ–

(ઉપજાતિ)

મનુષ્ય જ્યારે સઘળી દિશાએ
ભમી ભમીને બનતો નિરાશ;
થાકી પળે જો શરણે પ્રભુના
તુરંત પામે બળ, ધૈર્ય, આશ ! ૨૫

માતાનાં હૃદયમાં પણ બળ, ધૈર્ય અને આશાનો સંચાર થયો. અભ્રાન્ત હૃદયે શબ્દ નીકળ્યાઃ—

(વૈતાલીય)

જળમાં, સ્થળમાં અને નભે,
સઘળીયે વળી તે દિશે દિશે;
અણુમાં અણુમાં વળી વસે,
નવ તેના વિણ શૂન્ય કૈં દીસે ! ૨૬
પણ ના સહુને દૃગે ચડે–
પ્રિય ! તોયે સઘળે જ એ રહે,
યદિ આર્ત પુકાર કો કરે;
ઉરથી તે પ્રકટે જ સત્વરે. ૨૭

× × ×

આથી બેટા! જો કોઈ આર્ત અને વ્યાકુળ હૃદયે તેને પોકારે તો તે અવશ્ય દર્શન દે. પ્રેમ પોકારે તે ટપ પ્રકટે! અને સઘળાં સંકટ હરે!"

મોહન કહે: "તો બા! હું પોકારું તો પણ તે આવે?" માતાએ નિશ્ચલતાથી ઉમેર્યું "જરૂર બેટા! કેમ નહીં! તારો ગોપાલ જંગલમાં રહે છે. તારા પ્રેમવ્યાકુલ પોકારે તે જરૂર આવશે." અને મોહનને વિશ્વાસ બેસી ગયો! ધન્ય છે ને માતાને? પ્રભુપ્રેમનાં બીજારોપણ કરે તે મા!

બીજે દિવસે બાળક જંગલમાંથી સાયંકાળે પસાર થતાં બીધો ને તરત માતાની વાત તેને યાદ આવી. વિશ્વાસુ હૃદયે આમ તેમ તાકીને પ્રેમથી પોકાર કર્યો કે :—

(અનુષ્ટુપ)

"ભાઈ ગોપાલ, તું ક્યાં છે? આવને ડર લાગતો;
ગોપાલ! ભાઈ ગોપાલ! વાર શાને લગાડતો? ૨૮

જ્યાં સરળ હૃદયનો વ્યાકુળ પોકાર થયો કે તરત ઝાડીમાથી મધુર અવાજ આવ્યો:—

(અનુષ્ટુપ)

"આ રહ્યો ભાઈ, હું આવ્યો, ક્યાં છેટો તુજથી હતો?
વાટ પોકારની જોતો છૂપાયો ઝાડીમાં હતો." ૨૯

અને અવાજ સાંભળી મોહને પાછું વળીને જોયુ તો—

"પોતાની વયનો એક સુકુમાર મનોહર,
શ્યામ સુન્દર કો બાલ ભાળ્યો નેત્ર—મહોત્સવ!" ૩૦

× × ×

જોતાં જ મોહનની આંખમાં પ્રેમાશ્રુ ધસી આવ્યાં. પૂછ્યું "ભાઈ! તું જ ગોપાલ! કેવો સુંદર! ભાઈલા! આજ સુધી કાં ન દેખાયો? ડરે ડરે તો હું સુકાઈ મર્યો!" શ્યામસુંદર

કહે, "તું મને બોલાવે તો આવું ને? હું તો અહીં જ રહું છું. જો હવે ગભરાતો ના હં. જ્યારે તું સાદ પાડશે ત્યારે આવીશ, હં ભાઈલા!" કહી શ્યામસુંદરે તેને આલિંગન દીધું. મોહનને 'ભાઈલો' ગમી ગયો! કોને ન ગમે? એનાં કામણ જ જુદાં. શ્યામસુંદરે મોહનનો હાથ પકડી પ્યાર કરતાં કરતાં ગામની સીમ સુધી પહોંચાડ્યો અને કહ્યું, "હવે તો જવાશેને!" મોહન કહે, "હાં! હવે તો જવાશે! ભાઈલા કાલે પાછો આવજે હોં!" ગોપાલ કહે, "સારું" અને હરખાતો મોહન ઘરે આવ્યો. માતાજીને ગોપાલ-મિલનની વધામણી આપી! માતાનું હૃદય પ્રેમ જાહ્નવીએ ઊભરાયું. આમ રોજ ચાલતું.

એક દિવસની વાત. ગુરુને ત્યાં પિતાનું શ્રાદ્ધ આવ્યુ. વિદ્યાર્થીઓએ લોટો લોટો દૂધ ગુરુજીને આપવાનું નક્કી કર્યું. મોહને માતાજીને કહ્યું, "બા! મોટો લોટો ભરીને દૂધ દે." મા કહે, "બેટા! ગોપાલને કહેજે, આપશે." બાળકે તો જંગલમાં જઈ ગોપાલને પોકાર કર્યો. શ્યામસુંદર હાજર થયા. નાનો મોહન, ને નાની તેની લોટી. ગોપાલે ભરી આપી. દૂધ લઈ ગુરુકુળે આવ્યો. તો વિદ્યાર્થીઓએ મશ્કરી કરી! ગુરુજીને તો એટલું દૂધ ધ્યાનમાં જ ક્યાંથી આવે? મશ્કરીમાં વિદ્યાર્થીઓએ ગંજ આણ્યો. મોહને ગોપાલનું નામ લઈ લોટી નમાવી! ધારા પડવા લાગી! ધારા તૂટે જ નહીં! ગંજના ગંજ ભરાઇ ગયા! તો એ લોટી ઠાલી ન થાય! ગુરુજી કને વાત ગઈ તો ગુરુદેવ ધસતા આવ્યા! જોયું. જોતાં સાથે તો-"योगक्षेमं वहाम्यहम्"ની ગોપાલ ઋચા હૃદયમાં ફરકી. ગુરુની દૃષ્ટિ ખૂલી! ગોપાલની મોહને વાત કરી. અને ગુરુજીના હૃદયમાં ગોપાલ દર્શન માટે ઇચ્છા જન્મી. મોહનને પ્રેમાગ્રહ કર્યો. બાળક કહે, "ગુરુદેવ! મારી સાથે ચાલો, મારો ગોપાલ તમને બતાવું." જંગલમાં ગુરુ શિષ્ય ગયા! શિષ્યે પોકાર્યું—

(અનુષ્ટુપ)

"ભાઈ ગોપાલ! ગોપાલ! જો આવ્યા ગુરુદેવ; ને—
વિલંબ કેમ આજે આ? વધે વ્યાકુલતા ઉરે!" ૩૧

# માર્કંડેય

પ્રિય ભાઈશ્રી રમણિકલાલ શાહને

સ્વભાવ શાન્તિ; પ્રભુતા વિષે રતિ;
ઔદાર્ય; સત્કર્મ વિષે સ્વયં રુચિ;
સ્વાધ્યાયનિષ્ઠા; કરુણાર્દ્ર બુદ્ધિ;
સખે! ગુણ પ્રેરિત અર્પું આ કૃતિ.





મૃત્યુંજયવીર

– માર્કંડેય –

## મંગલાચરણ

जन्माद्यस्य यतः ..॥१॥ अज्ञानतिमिरं...॥२॥ वसुदेवसुतं...॥३॥
मृत्युंजयं मरणभीतिविनाशशीलम् ।
आयुर्विवर्धनपरं करुणावतारम् ॥
श्रीत्र्यंबकं परमपुष्टिकरं सुगन्धिम् ।
भक्तार्तिनाशनपरं वरदं नतोऽस्मि ॥ ४ ॥

## સ્તવન

(આર્યા)

ભાસ્કર જેના ભયથી શશી વળી સળગે સદા ગગને,
પલકે જેની ભાગે દશદિશ મોતે, નમું તેને. ૧

## મૂળપદ

(भज गोविंद નો ઢાળ)

ભજ હરિહર તું ભજ હરિહર તું હરિહરને ભજ મૂઢમતે!
વિકટ વખત અતિ વિકટ બને ત્યાં નહિ નહિ રક્ષે કોઇ તને. ૨
સુત વિત દારા પશુ ઘર તારાં મોહ જણ્યાં અંધારાં,
નવ એ તારાં નવ તું એનો કલેશતણા એ ભારા! ૩
મેં મેં તેં તેં મારું તારું બકરાં સમ તું કરતાં,
કાલસિંહના મુખમાં પડતાં હરિ વિણ કોણ ઉગારે! ૪
હરિહર કેરું નામ તેટલું જગમાં એક જ સાચું,
એ વિણ સઘળું સંત કહે કે મનવા! શોકનું આંસુ ૫

× × ×

## પૂર્વરંગ

એક કવિ ભમરાની આત્મકથા ગાતાં કહે છેઃ—

(વસંત–તિલકા)

રાત્રિ જશે, વળી થશે ઉજળું પ્રભાત!
ને ઊગશે રવિ; વળી હસશે સરોજ;
કોષે રહ્યો ભ્રમર આમ વિચારતો’તો,
ને પદ્મદંડ ગજ કોક વિદારતો’તો.

× × ×

આ ભમરાની જ આત્મકથા નથી, માણુસ જાતનો કરુણુ ઈતિહાસ છે. માણુસ પણુ શું કરે છે? ભગવાન માણુસના મનોરથોનું સ્વપ્ન રાજ્ય ચીતરતાં કહે છેઃ—

(સાખી)

આટલું આજ મને મળ્યું, આ મળશે વળી કાલ,
આ છે ધન મુજ આટલું વધશે કાલ પ્રભાત! ૭
વેરી પેલો મેં હણ્યો, પેલાને વળી આજ!
ભોગી હું વળી સિદ્ધ હું સુખ બલનો હું રાજ ૮
હરીફ ના મુજ ધન વિષે સત્તા કે કુલમાંય,
કોણુ અવર મારા સમો? આમ મુરખ મલકાય! ૯

× × ×

(ગઝલ)

સૂરજના અસ્ત ને ઉદયે પ્રતિક્ષણુ આયુ આ પીગળે,
ઘડામાં માટીના કાચા રહેલાં જલ સમું ઝરપે!–૧૦
જીવનભર કર્મની જાળે જડેલો રાતદિન રહેતો,
ન જાણે કે ઘડીપળમાં વખત વે'ળા સમો વ્હેતો–૧૧
નિહાળે તે સ્વયં નજરે અમુક જન્મ્યો અમુક પહોંચ્યો,
અમુક ઘરડો થયોઃ બીજો વિપતના કફમહીં ખૂંચ્યો!–૧૨
વિપળ પળના હિસાબે આ હતા તે ના હતા બનતા,
જુવે જાતે છતાં એ ના મુરખનાં ચક્ષુ ઊઘડતાં.

× × ×

આમ થતાં છેવટે શું આવીને ઊભે છે? —કવિ કહે છે—

(લલિત)

ક્ષણુભરી બની શિશુ; પછી ઘડી–
તરુણુ, કામનો રસિક અગ્રણી,
ક્ષણુભરી બની શેઠ મ્હાલતો;
ક્ષણુ દરિદ્રતા દીન સેવતો.

ક્ષણુ પછી ફરી કરચલી પડી–
વિકલ કાયને ધારતો વળી;
નટ સમા ધરી વિવિધ વેષને,
નજર આખરે યમભણી ધસે.

× × ×

પરંતુ આમ છેલ્લે આવીને યમના તરફ જુવે એમાં શું વળે ? કેમકે હવે તો—

गात्रं संकुचितं गतिर्विगलिता भ्रष्टा च दन्तावलिः
दृष्टिर्नश्यत्ति वर्धते बधिरता वक्त्रं च लालायते
वाक्यं नाद्रियते च बान्धवजनो भार्या न शुश्रूषते
हा कष्टं पुरुषस्य जीर्ण-वयसः पुत्रोऽप्यमित्रायते ॥

અને જ્યારે પુરુષાર્થ માટે સમય ન રહ્યો હોય, પરલોકનું પાથેય ન સાધ્યું હોય ત્યારે પશ્ચાતાપ કરે છે કેઃ—

न ध्यातं पदमीश्वरस्य विधिवत् संसारविच्छित्तये
स्वर्गद्वार-कपाट- पाटन- पटु -धर्मोऽपि नोपार्जितः ॥
नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेऽपि नालिंगितम्
मातुः केवलमेव यौवनवनच्छेदे कुठारा वयम् ॥

આમ પ્રતિદિન હવે મરણુની રાહ જોતાં જોતાં રોજ તેનાથી બીએ છે. ત્યારે કવિ તેને ઠપકો આપે છેઃ—

શાને બીતો મનવા મોતે ? બીક ધરી શું કરશે ?
બીધેલાને જમ ના છોડે બીક એમ ના ટળશે.
જાય કદી તું રણુમાં વનમાં ભૂતલ કે નભતલમાં
જમના દૂતો સઘળે ભમતા પકડે ગળચી પળમાં
મોત જનમતું જનમ થકી, ના જન્મ વિના એ ઉપજે
જનમ ટાળવા વીરા ! કરને મહેનત શાને ભટકે !

× × ×

આમ કરવાનું કેમ કહે છે ? કારણકેઃ—

धनानिभूमौ पशवश्च गोष्ठे
भार्या गृहद्वारि जनः स्मशाने
देहश्चितायां परलोकमार्गे
कर्मानुगा गच्छति जीव एकः ॥

તો એ ભય ટાળવાનો ઉપાય શો ? વેદ કહે છેઃ—

तमेव विदित्वा अतिमृत्युमेति नान्यः पन्थाः विद्यते अयनाय ।

પણ ભગવાનને જાણવાની ભારે મૂંઅવણ છે ને ?–દૃષ્ટાંત કહે છે કે—

એક ગામમાં પાંચ સાત આંધળાં દરજી. ગામમાં હાથી આવ્યો. લોકો જોવા દોડયા, તો તે આંધળાઓ પણ દોડયા. કોઈ હાથીની સૂંઢને, તો કોઈ કાનને, કોઈ પગને, તો કોઈ પૂંછડાને, તો કોઈ વળી એના કટિ વિભાગને માપી આવ્યો ! ઘરે આવી હાથીના સ્વરૂપ વિષે ઝઘડી પડયા. સૂંઢવાળો કહે કે હાથી અજગર જેવો, તો કાનવાળો કહે સૂપડાં જેવો, પગવાળો કહે થાંભલા જેવો, તો પૂંછડીવાળો કહે દોરડી જેવો, કટિવાળો તો તેને પીપ જેવો જ વર્ણવેને ? આમ પોતપોતાના એકપક્ષી અનુભવે ઝઘડી પડયા ! પછી દેખતા માણસે આવી તેમને શાંત પાડયા, કે મૂર્ખો ! તમો બધાય આંખ વિનાના છો. સૌએ હાથીના એક અવયવનું સ્પર્શદ્વારા જ્ઞાન મેળવ્યું. એ બધાંની વચ્ચે વત્તાની નિશાની મૂકો. તો બધા મળીને હાથીનું ઠીક ઠીક વર્ણન થઈ જાય ! આવું જ લોકો ઈશ્વર વિષે કરે છે. વત્તાની નિશાની જો સૌ મૂકતા હોય તો ? ભગવાન ગીતાદ્વારા આપણી કુમકે આવે છે અને અભયદાન દે છે કેઃ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियाऽसि मे
सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

આ બધાયનું એક માત્ર સાધન છે ભગવન્નામજાપ. ભગવાનના નામ જાપનો વ્યાસજી મહિમા કહે છેઃ—

हरे र्नाम हरे र्नाम हरेर्नामैव केवलम्
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ।

અને આથી જ શરૂઆતમાં કહેવામાં આવ્યું છે કેઃ—

હરિહર કેરું નામ તેટલું એક જગતમાં સાચું
એ વિણ સઘળું સંત કહે છે મનવા! શોકનું આંસુ!

ભગવન્નામ સ્મરણથી મૃત્યુંજય બનેલા વિપ્ર બાળ માર્કંડેયનું આખ્યાન શરૂ કરીએ તે પહેલાં આપણે પણ ભગવન્નામની ધૂન લગાવી લઈએ.

રઘુપતિ રાઘવ રાજારામ૦..............

— इति पूर्वरंगः —

ઉત્તરરંગ

(અનુષ્ટુપ)

અરણ્યે ઝૂંપડી બાંધી મૃકંડ ઋષિજી વસે,
વિશાલાક્ષી સતી સાથે પ્રસન્ન સરિતા તટે. ૧

(સાખી)

આશ્રમ બાંધી વન વિષે સરિતા કેરે તીર,
યુગલ વસે આનન્દથી, કલેશ દિસે ન લગીર. ૨
દિનચર્યા ઋષિદેવની ભકિતથી ભરપૂર,
સેવે ધર્મ ગૃહસ્થના, ઉરમાં ઈશ્વર નૂર. ૩
પશુપક્ષી તરુ ઘાસમાં શિવરસ કેરું પૂર,
વિમલ હૃદય ઋષિરાયનું ચાખે નિશદિન ગૂઢ. ૪

× × ×

આમ આનંદમાં અને ભકિતરસમાં ઋષિદંપતી જીવન ગાળતું હતું; પરંતુ એક દિવસેઃ—

(અનુષ્ટુપ)

વિશાલાક્ષી સતી કેરા અંતરે અણચિંતવ્યો—
ઉદ્દભવ્યો ગાઢ ઉદ્વેગ "ખોળો મારો અહો! સુનો."

× × ×

ઉદ્વેગ તો થયો પણ વિશાલાક્ષી સતી હતી અને શાણી હતી. અવસર જોઈને, પતિને પ્રસન્ન મુખમુદ્રા જોઈને કહેવા લાગીઃ—

(લલિત)

શ્રુતિ સ્મૃતિ વિશે ગુરુજનો કને;
ઋષિજી સાંભળ્યું સંતને મુખે,
પ્રભુ તણી કરી ભક્તિ શુશ્રૂષા;
કદી જતી નથી નાથ! એ વૃથા.
હૃદય પ્રેમની ભક્તિઃ ભક્તિ ના;
પ્રિય! પરંતુ એ કલ્પની લતા,
ઉરમહીં છતાં આજ લાગતાં;
વચન સંતના નાથ! એ મૃષા–

આમ કહ્યું એટલે ઋષિજી સ્મિત કરી બોલ્યાઃ—

કદી નહીં અને આજ આમ કાં?
સહચરી! પ્રિયે? વેણ બોલતાં!
જરૂર ભક્તિ છે કલ્પવલ્લરી
ઉણપ શી સખી! ઉચ્ચરાવતી!

ત્યારે હૈયામાં ઓછું આવતાં સતી કહેવા લાગ્યાંઃ—

નવ કશી મણા કંથ પીડતી!
પતિવસી સતી ભાગ્યની વડી!
અમુંઝણ પ્રભો! એક કોરતી
સુત વિના સતી સ્ત્રી ન શોભતી!

આ સાંભળી ઋષિ હસીને કહેવા લાગ્યાઃ—

મતિ વિષે સખી! વાત આ નવી
કયમ તને સ્ફુરી? વિકૃતિ ભરી!
જગત આ બધું આપણું શિશુ
સ્વસુત કાજ આ મોહપેં હસું.

પળે પળે થતું હૃદય આકળું
હૃદયને પ્રભો! તિમિર આવરે
દશદિશે નહીં કાંઈ એ સુઝે,
કમલ કોમળું બાળ માહરું
કયમ સહી શકે વજ્ર મોતનું?
હૃદય તૂટતું! કેમ આંધળું?

મૃકંડ ઋષિ સાંત્વના દેતાં કહેવા લાગ્યાઃ—

સુત સતી! રહ્યો શિવતણા પદે ઉચિત ના પછી ધાક સેવવો,
શિવતણી સખી! ગોદ, ગોદ ના, પણ જરૂર એ ઘોર મોતની.

× × ×

છતાં હૃદય ન માનતાં પતિપત્ની બાળકને મળવા મંદિરે ગયાં. ત્યાં માતાપિતાએ તેને બધું રહસ્ય કહ્યું. એટલામાં યમદેવ પણ આવી પહોંચ્યો અને બાળક માતાપિતાને કહેવા લાગ્યો—

श्री मृत्युंजयमाश्रितस्य मम किं कर्तुं क्षमः स्यात् यमः?

આ સાંભળીને યમદેવને ગુસ્સો ચઢયો. તે પોતાનું ભયંકર ભૈરવરૂપ ધારણ કરી બાળકને બીવડાવવા યત્ન કરવા લાગ્યા. યમદેવના તરફ ન જોતાં બાળકે અત્યંત પ્રેમથી શંકરની સ્તુતિ આરંભી કેઃ—

अतिदीनमनन्यसंश्रयं गुणहीनं च विलीनमापदि ।
प्रणतप्रतिपाल बालकं जय मृत्युंजय पाहि पाहि माम् ॥
शरणं तरणेन्दुशेखर! त्वमिहैकोऽसि दयामयाशयः ।
मम तत् त्वरयैत्य तावकं जय मृत्युंजय पाहि पाहि माम् ॥

અને તે જ વખતે યમદેવે તેના ગળામાં પાશ નાખ્યો. બાળકે એક તીણી ચીસ નાખીઃ—

चन्द्रशेखर चन्द्रशेखर! चन्द्रशेखर! पाहि माम्—

અને આમ રટતો માર્કંડેય ભગવાનના લિંગને ભેટી પડયો. ને તરતઃ—

प्रफुल्लनीलपंकजप्रपंचकालिमच्छरो ।
विडंबीकंठकंधरोरुचिप्रबंधकंधरः ॥
—स्मरच्छिदः पुरच्छिदः मखच्छिदः भवच्छिदः ।
गजच्छिदां-धकच्छिदः शिवः सदा शिवायवौ ।

અને યમદેવને ત્રાડ પાડીને અટકાવ્યા. યમદેવને ત્રિશૂલનો સ્પર્શ કર્યો. તે મૂર્છિત થયા. બાળકને અમૃત સ્પર્શથી મૂર્છામાંથી વાળ્યો. બાળકને વરદાન દીધું. યમને જીવતદાન આપ્યું. બાળકે માતાપિતા, યમદેવ તથા શંકર ભગવાનને વંદન કર્યો. શંકર ભગવાને વરદાન આપ્યુ કેઃ—

स्वल्पायुरपि कल्पायुस्तनयो युवयोरयम्
कृतो मया दयादृष्ट्या तच्चिन्तां त्यजतं तत ॥

આમ ભગવત્-શરણુ અને નામજાપથી માર્કંડેય અમર થયો. આથી જ શરૂઆતમાં કહેવામાં આવ્યુ છે કેઃ—

હરિહર કેરું નામ તેટલું એક જગતમાં સાચું,
એ વિણુ સઘળું સંત કહે કે મનવા! શોકનું આંસુ.

— हरिः ॐ तत्सत् —

## મંગળાચરણ

वक्रतुण्ड महाकाय सूर्यकोटिसमप्रभ ।
निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ॥
अज्ञान तिमिरं निघ्नन् प्रेरयन् साधुवर्त्मनि ।
सदान्तेवासिहृदये स्फुरतु श्री हरिर्गुरुः ॥
वंदे तं परमानन्दं योगदं प्रांजलिर्हरिम् ।
यस्य प्रेरणया जन्तुर्मोक्षवर्त्मनि ऋच्छति ॥

## સ્તવન

કરુણા વર્ષા જેની, અગમ નિગમ સૌ ગાય જે પદને,
તે પદ લાભ અપાવે, ઋણથી મુક્ત કરી, નમું તેને.

## મૂળપદ

અયિ માનવ ! એમ સર્વથા
ઝરપી જાય પળે પળે યથા–
ઘટથી જલ, જીવની તથા
નવ હો કેવલ માતની વ્યથા. ૧

નવ જીવન માનવી વૃથા–
વણસી જાય, ખમાય એ કથા;
નવ ભોગ, પરંતુ મુક્તિનાં
ગણ, ઉદ્‌ઘાટિત બારણાં થયાં. ૨

નવ—યૌવન—જેમ, ભોગમાં—
વિનિયોજી, ઘરડો થતાં પછી
પ્રભુનું પદ ઝંખતો કદી
નવ એથી નિજ વંચના બીજી. ૩

યદિ યૌવન, — કેડને કસી
પ્રભુ યોગે મથ પૂર્ણ હાર્દથી
તક આ અણમોલ જાણજે
અનુકંપા હરિની જ માનજે. ૪

રઘુવંશમાં કવિ કાલિદાસ કહે છેઃ—

> शैशवेऽभ्यस्तविद्यानां; यौवने विषयैषिणाम् ।
> वार्धक्ये मुनिवृत्तीनां योगेनान्ते तनूत्यजाम् ॥

—અહીં માનવ આયુને ચાર ખંડમાં–આશ્રમ વિભાગને નામે વહેંચ્યું છે. અને તે તે આયું ખંડનું મુખ્ય લક્ષ્ય બિન્દુ બતાવ્યુ છે. બાળપણ વિદ્યાભ્યાસમાં, યૌવન ભોગાભ્યાસમાં વાર્ધક્ય, ચિન્તનાભ્યાસમાં, અંતકાળ યોગાભ્યાસમાં–રઘુવંશી રાજાઓ વીતાવતા હતા અને આયુનો આ જાતનો વિભાગ અને તેનાં લક્ષ્યબિન્દુ સમયસંમાનિત છે. શાસ્ત્રમાન્ય છે. લોકસ્વીકૃત છે અને સામાન્ય રીતે યોગ્ય પણ ભાસે છે કેમકેઃ—

(અનુષ્ટુપ)

જીવાત્મા ક્રમશઃ સાધે વિકાસ ઊર્ધ્વ આત્મનો;
ભોગને મોક્ષનો એમાં સમન્વય વિચારનો. ૧
ભોગ સોપાન જો પહેલું મોક્ષ સોપાન અન્તિમ,
ક્રમથી ચડતાં રે'તો નથી પતનનો ભય. ૨
વાસનાભ્યાસ ખેંચે છે જીવને જન્મ જન્મનો—
સંસારે, વિષયો મીઠા, તૃષ્ણા ભૂખ વધારતો. ૩

અને આથી શાણાએ—

મૂલ્ય સંસારનાં અર્પી પછીથી પરમાત્મનાં—
અર્પવાં; આશયે આવા વિચારો આ પ્રવર્તતા. ૪

× × ×

અને આ વિચાર સરણીને માનવ સામાન્ય રીતે સ્વીકારતો જ આવ્યો છે અને આજે પણ તેમાં ખાસ તફાવત નથી. આથી જાણે આ વિચાર સરણી જ છેવટની સાચી છે એમ તે માની બેઠો છે. પણ આ વિચારસરણી સામે પડકાર ફેંકતા કવિ પ્રશ્ન કરે છે કેઃ—

( અનુષ્ટુપ )

સાચે ! શું ખ્યાલ આ સાચા સત્ય સ્નાત હશે ખરા ?
માયા પંપાળણાં એમાં નથી શું સ્પષ્ટ ભાસતાં ? ૫

× × ×

ત્યારે પ્રતિપક્ષી સામો પ્રશ્ન કરે છે !—પણ આ વિચાર સરણીમાં ખોટું શું છે ? સમસ્ત જગતે આ ક્રમ અપનાવ્યો છે માટે જ એ સાચો જ હોય એવું ખરું ? કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

ઘણાં કહે તેથી ન સત્ય, સત્ય;
મોટા કહે છે નવ તેથી સત્ય,
માને જગત્ સત્ય ન તેથી સત્ય;
છે સત્ય, તેથી ધ્રુવ સત્ય, સત્ય ! ૬

કેમકેઃ—

( અનુષ્ટુપ )

સ્વયંતંત્ર સદા સત્ય, પરતંત્ર નહીં કદી,
સમર્થ ખુદ છે સત્ય ન યાચે એ સમર્થનઃ ૭

× × ×

અને આથી નથીં સત્યનો વિચાર કરવો ઘટે–કવિ સીધું જ પૂછે છે—

( ઉપજાતિ )

શું માનવી જીવન કેરું ધ્યેય ?
શું માનવી જીવનનુ પ્રમેય ?
શું ભોગ કે મોક્ષ ? – કરી વિચાર
વર્તે પછી પ્રાજ્ઞ જગે સસાર. ૮

× × ×

–અને આથી જીવન અને વિચારશોધનની કસોટી રજૂ કરતાં કહે છેઃ—

( ઉપજાતિ )

આચારનો પ્રેરક છે વિચાર
વિવેક તેનો વળી સૂત્રધાર

વિવેક કેરી ઘડનાર દૃષ્ટિ;
દૃષ્ટિ વિનાની સહુ સૂની સૃષ્ટિ ૯

× × ×

આથી સૌમાં દૃષ્ટિ જ અગત્યની છે. આમ હોઈ નેઃ—

(ઉપજાતિ)

ન હ્રસ્વ કિન્તુ અતિ દીર્ઘ જોવું
ન નીચું કિન્તુ અતિ ઉચ્ચ જોવું;
ન સ્થૂલ કિન્તુ અતિ સૂક્ષ્મ જોવું
ન જૂઠ કિન્તુ અતિ સત્ય જોવું. ૧૦

× × ×

તો જીવનનું દીર્ઘ-ઉચ્ચ-સૂક્ષ્મ અને કેવળ સત્ય દર્શન કયું? તો તટસ્થ વિચારકો કહે છેઃ—

(અનુષ્ટુપ)

આત્મા છે પરમાત્માનો અંશ; અંશી થકી પડ્યો—
વિખૂટો, ને પડ્યો ભૂલો, માયામાં ભમતો થયો. ૧૧
ચોર્યાસી લક્ષ યોનિમાં યાત્રાળુ જીવ સંચર્યો,
સ્વરૂપ શોધવા કિન્તુ પર રૂપે ઢળી પડ્યો. ૧૨
મનુષ્યેતર જન્મોમાં અસ્વતંત્ર પણે ભમે;
સિવાય ભોગ ના એને મોક્ષાર્થે યોગ કો મળે. ૧૩
જોગવાઈ નહીં પૂરી મોક્ષાર્થે અન્ય દેહમાં,
માનવી દેહમાં એને પૂર્ણ સાધન સાંપડ્યાં. ૧૪

અને આથી કવિ કહે છેઃ—

માનવી દેહ, ના દેહ-દયા એ ઇશની મહા,
સંભવી ના શકે માત્ર જીવના કર્મની કથા. ૧૫

કારણ કેઃ—

એવું તે શું કરી નાંખે, નબળો જીવ અજ્ઞ આ,
માનવી કાયની પ્રાપ્તિ થાય જેની અવેજીમાં? ૧૬

અને આથી ખાત્રીપૂર્વક કવિ વિધાન કરે છે કેઃ—

(ઉપજાતિ)

નહીં—નહીં—કર્મ તણી કહાણી,
શરીર આ માનવી જીવ! તારી.
દયામયી એ પ્રભુદત્ત લ્હાણી;
ન એની તેં કિંમત પૂર્ણ જાણી. ૧૭

(અનુષ્ટુપ)

સ્વ-તણી શોધને કાજે વ્હાલાએ અર્પી એ તક;
કર્મનું ફળ ના ફક્ત—વ્હાલનું પારિતોષિક. ૧૮

—આમ માનવ દેહ તો વ્હાલાનું પ્રસન્ન પળનું પારિતોષિક છે. અને એ દેહમાં પણ કઈ અવસ્થા સૌથી મહત્ત્વની છે? કવિ નિર્ણય દેતાં કહે છેઃ—

× × ×

(અનુષ્ટુપ)

બાલ્ય યૌવન વૃદ્ધત્વ અવસ્થા ત્રણ દેહની
ત્રણમાં યે યુવાની તો અનર્ઘ્ય સર્વથા ગણી. ૧૯

× × ×

યુવાનીની ભારે કિંમત બતાવતાં કવિ ઉમેરે છે કેઃ—

(અનુષ્ટુપ)

વીંધાયું બાલ્ય મુગ્ધત્વે બેભાનીમાં વહી જતું;
નૈર્બલ્યે વૃદ્ધતા વીંધી—જીવતું મોત જાણવું!! ૨૦

× × ×

આથી એક યુવાની જ એવી છે જેઃ—

(ઉપજાતી)

ઉત્સાહ, ઉદ્યોગ, ઉમંગ, ઉર્મિ;
આદર્શ, આશા, બળ વીર્ય તેજઃ
પ્રગલ્ભતા, સાહસ, ધૈર્ય, સત્ય—
જેમે ભરી પ્રાણ-ઝરી અખૂટ— ૨૧

× × ×

આવી જુવાનીને જો યોગ્ય રીતે વળાંક આપવામાં આવે તો કવિ ઉમેરે છે કેઃ—

(ભુજંગી)

જુવાની જ છે એક એવી અવસ્થા;
યદિ ઈછ, તોડી શકે આભ–તારા !!
કદી યોગ્ય વાટે વળે વારિધારા,
અજે વીજળી–તેજ–કેરા–ફુવારા !! ૨૨

એ જુવાની ધારે તો—

તરી એ શકે વારિધિ ક્ષુબ્ધ ખારા;
દળી એ શકે શૈલની શૃંગ માળા,
કૂદી એ શકે આભ કેરા કિનારા;
ચસી એ શકે ઘોર અંધાર કાળાં. ૨૩

× × ×

અને આવી અનન્ત શક્તિ અને શકચતાથી ભરેલી એ જુવાનીનું એક ભારે દુઃખ છે—કયું ? તો કહે છેઃ—

(તોટક)

ટકતી નવ એ ઝડપે વહેતી
નવ દીર્ઘ રહે ક્ષણમાં જ જતીઃ
ન પુનઃ ફરકે ગઈ જાય સદા
યદિ જાય નિરર્થ બને ભયદા ! ૨૪

× × ×

તો વિચારણીય એ છે કે આવી એ જુવાનીનો ઉપયોગ કયાં શોભે ? એનો વિનિયોગ કયાં વિવેકી ઠરે ?–ભોગમાં કે યોગમાં ? કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

દીર્ઘ ઊંચું અને સૂક્ષ્મ સાચું જો ધર્મ્ય દર્શન,
યુવાનીનો ઘટે યોગ યોગે; બીજું વિડંબન. ૨૫

અને આ વિચારસરણી જો સાચી છે તો—

દેહનો ભોગમાં યોગ--મોહનું મૂઢ રંજનઃ
ઈશ વિશ્વાસનો ભંગ -- ભવરોગ નિમંત્રણ! ૨૬

× × ×

અને આ કારણે કવિ પ્રબોધન કરતાં કહે છેઃ—

(ઉપજાતિ)

સુવાની ફેરે વિનિયોગ યોગે-
સોહે; ન ભોગેઃ પ્રભુના વિયોગે-
ન શાન્તિ; પામી પ્રભુ યોગ, અંતે-
વાગોળતાં તે સુખ, જો! અનન્તે? ૨૭

× × ×

અને આથી વિદ્યાભ્યાસ પછી સંસારમાં પડી, પછી યોગે-નાન્તે તનૂત્યજાંની માન્યતામાં રહેલી, થોડી આત્મવંચના તરફ ધ્યાન દોરતાં કવિ કહે છેઃ-

(શાર્દૂલવિક્રીડિત)

પંકે પાદ ધરી પછી જળવતી ધોતો ભલે માનવીઃ
શા માટે પણ પંકમાં પગ ધરે!! આંખો ઉઘાડી હતી!
ભોગોના કફમાં પડો તરુણતા પ્હેલાં; પછી સેવવી-
આશા યોગ તણી નરી મનુજની આ બેવકૂફી સહી. ૨૮

અને તે ઉપરાંતઃ—

(ઉપજાતી)

શરીરને ઈન્દ્રિય—બુદ્ધિ ભોગે-
ઘસાય; અંતે રુજ કોણ રોકે?
રહે અપેક્ષા બળની--પ્રયોગે;
ન નિર્બળોનો અધિકાર યોગેઃ ૨૯

અને વળી—

ન વાસના તૃપ્તિ ઉપાય તેની-
નિવૃત્તિ કાજે; વિપરીત એ મતિઃ
ન ઘી સમર્પ્યે શમશે હુતાશની—
જ્વાળાઃ વધેઃ શાન્તિ થતી વિવેકથી. ૩૦

વિવેકથી ભ્રાન્તિ નિવૃત્તિ થાતી;
વિવેકથી શાન્તિ અસંગ જામતી,
વિવેકથી જ્યોતિ અનસ્ત જાગતી;
વિવેકથી, ચારુ સુવાની લાગતી. ૩૧

અને આ કારણે—

( અનુષ્ટુપ )

વીંછીનાં ડંખથી બીતો ભોરિંગ ઉછરંગનો,
લે આશ્રય તથા યોગ છોડીને ભોગમાં જતો. ૩૨

× × ×

અને આથી આગળની વિચાર સરણીમાં દુન્યવી ડહાપણ હશે ખરું પણ સત્યની સાથે માંડવાડ જ જોવામાં આવે છે. અને સત્ય તો—

( ઉપજાતી )

અખંડને અવ્યભિચારિણી રતિ
ચાહે સદા સત્યઃ ન માંડવાળની-
નીતિ; રહે ચાલતું ચક્ર આથી-
સંસારનું; ને ઘટમાળ આખીઃ ૩૩

× × ×

પણ આ ઠેકાણે એક મોટી સમસ્યા ખડી થાય છે! કઈ? તો આ વિચારસરણી મુજબ તો—

( દ્રુતવિલંબિત )

પરણવું પ્રભુતા-પગલાં નહીં
પરણવું પશુતા-પગલાં સહીં;
પરણવું જળવું પરિતાપમાં,
પરણવું પડવું અતિપાપમાં. ૩૪

અને એમ જ હોય તો—

પરણ્યા પ્રભુ રામચંદ્રજી
પરણેલા પ્રભુ કૃષ્ણચંદ્રજીઃ

પુરૂષોત્તમ કામ નામથી
નવ જોડી અદકી હજી થઈ! ૩૫

× × ×

આ દલીલનું નામ જ માયાનાં પંપાળણાંને? કવિ કહે છેઃ—

રમવા સહુ રાસ તત્પર
પણ ગીતા, કવવા ન કૌશલ;
ગમતો સહુને સ્વયંવર
પણ ના રાવણ મારવા બળ. ૩૬

અને તે ઉપરાંત

નવ રામ ન કૃષ્ણ દાખલો
સ્થલમાં આ બહુ બંધ બેસતો
નવકોટિ ઉપાય આચર્યે
બકનો હંસ કદી થઈ જતો. ૩૭

× × ×

આમ સત્ય તો નિર્લેપ છે–પણ અહીં કવિ કહે છે કેઃ—

(ઉપજાતિ)

વિરોધ ના લગ્ન તણો કર્યો અહીં,
ન લગ્ન સામે બળવો હશે વળી;
ન લગ્નમાં પાપ, ન તાપ, શાપ–
વિધાન; કિન્તુ નવ સત્ય સાથ– ૩૮
અસત્યને હોય; વિધાન આજ–
નિર્લેપ ને નિર્મમ સત્ય વાત!
પ્રકાશમાં ના તમ—રેખ રાજે,
અસત્યનો ગંધ ન સત્ય સાંખે ૩૯

× × ×

—તો પછી પરણેલાંઓથી તો જગત ઉભરાય છે. અને લગ્નની ઋતુઓ કદી ખાલી જતી નથી. શું તેઓ ખોવાયેલા આત્મા છે? તેમને માટે કોઈ રાહ જ નથી? આવું કોણ કહે છે? તેઓ પણ ખોવાયેલાં નથી જ. તેમને માટે પણ સુંદર રાહ છે જ. કવિ કહે છેઃ—

એ વાચસ્પતિ મિશ્ર કોણ હતા? એમનું શબ્દ ચિત્ર દોરતાં કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

બૃહસ્પતિ તણો સાક્ષાત્ અવતાર મહી તલે,
સારસ્વત મહાજ્યોતિ જાણે સાકાર સંચરે. ૫૪
માનુષી દેહમાં જાણે બધાંયે શાસ્ત્રનો થયો,
આવિષ્કાર મહાધન્ય; લાડીલો શારદા તણો! ૫૫
વિદ્યાતીર્થ, તપસ્તીર્થ, યોગતીર્થ, મહામુનિ,
પ્રજ્ઞાપ્રસાદથી પૂત દીપે એ પ્રતિભાધની. ૫૬
વળી ભભકતી આભા ભર્ગની ભવ્ય ભાલમાં,
યોગ કાન્તિ વતી દીપે ઉષાએ સૂર્ય બિંબશા! ૫૭
લોચનો અર્ધ બીડાયાં મોટે ભાગે સમાધિમાં,
વસતાં, તેજ કો ધારે અજ્ઞેય દેશ વીંધતા. ૫૮
પુણ્યૈકધવલા મૂર્તિ આશ્રમે એ વિરાજતી,
તુષારધવલા જાણે પ્રતિમા નગરાજની. ૫૯

× × ×

આવા હતા તે સર્વતંત્ર-સ્વતંત્ર-પ્રતિભાશાળી વાચસ્પતિ મિશ્ર. એમને તે સમયના રિવાજ મુજબ પરણાવી પણ દીધા હતા! એમની પત્નીનું નામ ભામતી દેવી હતું. એઓ કેવાં હતાં! કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

વિદુષી પતિના જેવી; સૌંદર્યે અપ્સરા સમી;
સતીત્વે અનસૂયાશી; ગૌરવે શી ઉમા સતી. ૬૦
લાવણ્યે દેવહૂતિ શી; માધુરીએ સમાધિ શી,
બોલમાં શ્રુતિના જેવી; વર્તને સ્મૃતિના સમી. ૬૧
નિર્મલા યોગ પ્રજ્ઞાશી; ગુણજ્ઞા ચિતિના સમી,
મૈત્રી શી સુખદાયીને સેવા સમ પ્રિયંકરી. ૬૨

પાવની કરુણાં જેવી, મંગલા મુદિતા સમી,
અબ્ધિમાં સરિતા જેવી પતિ કાર્યે સદા સુખી. ૬૩

× × ×

અને આમ પરણે છે તો કરોડો. માનવની એ જગજૂની ટેવ છે. પણ આ લગ્ન જ જુદાં હતાં. અને આથી લગ્ન બાદ કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

બંન્ને હતાં એક જ ધ્યેય ગામી,
સમાન આદર્શ વિષે સમાધિ;
અન્યોન્યનાં પૂરક આત્મવાદી,
પરસ્પરાસ્તિત્વ થકી જ રાજી. ૬૪

અને આમ એ દંપતી પરસ્પરની અસ્તિમાત્રથી રાજી રહીને સંયમી જીવન ગાળતાં હતા. મિશ્રજી તો મહાન જીવનાચાર્ય ! દિગંત વ્યાપી એમની કીર્તિ. કાર્યરત માનવને પળની પણ ફુરસદ નહીં. એકીવખતે અનેક કાર્યોમાં એમની મતિ એકાગ્રતાપૂર્વક વ્યસ્ત રહેતી ! પોતે પરણેલા છે એની પણ ભાગ્યે જ સ્મૃતિ થતી. અને આ બાજુ એવી જ ગુણિયલ પત્ની ! જોઈએ તેવો જ સામો પડઘો પાડતી ! પોતે પત્ની છે એવી પતિને કદી યાદ પણ ન દેતી. એટલું જ નહીં મહાન પતિની એ પત્ની આશ્રમની આંતર બાહ્ય વ્યવસ્થા પણ સંપૂર્ણ પણે અને ભારે કુશળતાથી સંભાળતી. કારણ કે—કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

પતિતણું ગૌરવ જાણતાં સતી,
પતિ પ્રતિષ્ઠા સમજ્યાં હતાં ખરી;
આત્મા પતિનો અતિ ઉચ્ચ જાણે,
સંસાર વાતે કદિ ના ઉતારે. ૬૫
સ્વપ્નેયના સંસ્મૃતિ દેય પત્ની—
સંસારની; ને પતિની. પ્રવૃત્તિ—

એ વાચસ્પતિ મિશ્ર કોણ હતા? એમનું શબ્દ ચિત્ર દોરતાં કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

બૃહસ્પતિ તણો સાક્ષાત્ અવતાર મહી તલે,
સારસ્વત મહાજ્યોતિ જાણે સાકાર સંચરે. ૫૪
માનુષી દેહમાં જાણે બધાંયે શાસ્ત્રનો થયો,
આવિષ્કાર મહાધન્ય; લાડીલો શારદા તણો! ૫૫
વિદ્યાતીર્થ, તપસ્તીર્થ, યોગતીર્થ, મહામુનિ,
પ્રજ્ઞાપ્રસાદથી પૂત દીપે એ પ્રતિભાધની. ૫૬
વળી ભભકતી આભા ભર્ગની ભવ્ય ભાલમાં,
યોગ કાન્તિ વતી દીપે ઉષાએ સૂર્ય બિંબશા! ૫૭
લોચનો અર્ધ બીડાયાં મોટે ભાગે સમાધિમાં,
વસતાં, તેજ કો ધારે અજ્ઞેય દેશ વીંધતા. ૫૮
પુણ્યૈકધવલા મૂર્તિ આશ્રમે એ વિરાજતી,
તુષારધવલા જાણે પ્રતિમા નગરાજની. ૫૯

× × ×

આવા હતા તે સર્વતંત્ર-સ્વતંત્ર-પ્રતિભાશાળી વાચસ્પતિ મિશ્ર. એમને તે સમયના રિવાજ મુજબ પરણાવી પણ દીધા હતા! એમની પત્નીનું નામ ભામતી દેવી હતું. એઓ કેવાં હતાં! કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

વિદુષી પતિના જેવી; સૌંદર્યે અપ્સરા સમી;
સતીત્વે અનસૂયાશી; ગૌરવે શી ઉમા સતી. ૬૦
લાવણ્યે દેવહૂતિ શી; માધુરીએ સમાધિ શી,
બોલમાં શ્રુતિના જેવી; વર્તને સ્મૃતિના સમી. ૬૧
નિર્મલા યોગ પ્રજ્ઞાશી; ગુણજ્ઞા ચિતિના સમી,
મૈત્રી શી સુખદાયીને સેવા સમ પ્રિયંકરી. ૬૨

પાવની કરુણા જેવી, મંગલા મુદિતા સમી,
અબ્ધિમાં સરિતા જેવી પતિ કાર્યે સદા સુખી. ૬૩

× × ×

અને આમ પરણે છે તો કરોડો. માનવની એ જગજૂની ટેવ છે. પણ આ લગ્ન જ જુદાં હતાં. અને આથી લગ્ન બાદ કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

બંન્ને હતાં એક જ ધ્યેય ગામી,
સમાન આદર્શ વિષે સમાધિ;
અન્યોન્યનાં પૂરક આત્મવાદી,
પરસ્પરાસ્તિત્વ થકી જ રાજી. ૬૪

અને આમ એ દંપતી પરસ્પરની અસ્તિમાત્રથી રાજી રહીને સંયમી જીવન ગાળતાં હતા. મિશ્રજી તો મહાન જીવનાચાર્ય ! દિગંત વ્યાપી એમની કીર્તિ. કાર્યરત માનવને પળની પણ ફુરસદ નહીં. એકીવખતે અનેક કાર્યોમાં એમની મતિ એકાગ્રતાપૂર્વક વ્યસ્ત રહેતી ! પોતે પરણેલા છે એની પણ ભાગ્યે જ સ્મૃતિ થતી. અને આ બાજુ એવી જ ગુણિયલ પત્ની ! જોઈએ તેવો જ સામો પડઘો પાડતી ! પોતે પત્ની છે એવી પતિને કદી યાદ પણ ન દેતી. એટલું જ નહીં મહાન પતિની એ પત્ની આશ્રમની આંતર બાહ્ય વ્યવસ્થા પણ સંપૂર્ણ પણે અને ભારે કુશળતાથી સંભાળતી. કારણ કે—કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

પતિતણું ગૌરવ જાણતાં સતી,
પતિ પ્રતિષ્ઠા સમજ્યાં હતાં ખરી;
આત્મા પતિનો અતિ ઉચ્ચ જાણે,
સંસાર વાતે કદિ ના ઉતારે. ૬૫
સ્વપ્નેયના સંસ્મૃતિ દેય પત્ની—
સંસારની; ને પતિની. પ્રવૃત્તિ—

સ્વયં વધાવે; સહયોગ દેતી,
દૂધે સદા સાકર શી ભળી જતી! ૬૬
સમસ્ત કાર્યો પતિના સ્વયં કરી,
સેવા વિષે પ્રેમવતી રહે મચી;
સંસાર ચાલે કયમ ને કહાં કદી—
જાણે ન ભર્તા; નિજ કાર્યમાં રતિ. ૬૭
સદૈવ તેની ફરકે ન વૃત્તિ,
વ્યુત્થાન વિક્ષેપ સમસ્તથી હરી—
સમાધિનિષ્ઠા પતિને સદા વરી,
પત્ની તણી એ સહયોગ માધુરી! ૬૮

ભામતી દેવીની આ પ્રેમનિષ્ઠા અને સેવાનિષ્ઠા જોઈને કવિ બોલી ઊઠે છેઃ—

(ઉપજાતિ)

પત્ની થવું, દિવ્ય મહાન આત્મની—
લીલા નહીં એ; ક્ષુરધાર ચાલવું;
નદી સમર્પી નિજ મિષ્ટ વારિ—
સમુદ્રમાં થાય નિતાન્ત ખારી. ૬૯
ખારી બને સાગરરાય – રાણી,
સ્વરૂપ ને જીવન તોય શાણી—
સમર્પતીઃ અદ્ભુત એ કહાણી,
કવચિત્ કવચિત્ માનવ! તેંય, માણી! ૭૦

× × ×

અને આમ એ દંપતીનું વિમલ જીવન વહેણુ વહી રહ્યું હતું. સંયમના નૂરે આત્માની નિર્મલ સુરખી ઝળકી રહી હતી. અને એક દિવસની વાત છે કેઃ—

(અનુષ્ટુપ)

શારદી પૂર્ણિમા કેરી મધુરી એ વિભાવરી,
ગગને આશ્રમે નીરે વને વૃક્ષે રમી રહી. ૭૧

રેશમી ચંદ્રિકા કેરી મન મોહન માધુરી,
ભામતી હૃદયે આછી ઉત્કંઠા જગવી ગઈ. ૭૨
પ્રાણુ ખોળે જરા પોઢું ભાવ ઉર્મિ ઉરે થઈ!
ક્ષણુમાં ઉત્કટેચ્છા, એ અદમ્ય અંતરે થઈ! ૭૩
નિજી શૈય્યા તજી ઊઠી સૌંદર્ય દેવતા સમી,
ખેંચાતી મધુરા ભાવે પતિની પાસ સંચરી. ૭૪

× × ×

અને મહાસતી ભામતી જ્યા પતિની પાસે સંચરી તો તેણે શું જોયુ?

(શાર્દૂલવિક્રીડિત)

વેળાએ મધરાતની; શરદની વર્ષી રહી ચાંદની,
ચારે કોર અભંગ મંગલમયી રેલાઈ શાન્તિ રહી,
શ્રી વાચસ્પતિ મિશ્રની શિવસમી ધ્યાનસ્થ ને મંગલા,
જોતાં વેંત શુભાકૃતિ પીગળતી સ્તબ્ધા થઈ ભામતી! ૭૫

(અનુષ્ટુપ)

ભાવની માધુરીમા યે કામની જ છટા રહી,
વાચસ્પતિ તણી જાણે ધ્યાનસ્થ મૂર્તિ બોલતી. ૭૬
ધોવાતાં હૃદયે ઊભી અશ્રુની ધાર સારતી,
પ્રણમી પતિને પાછી આવી તેમ જતી રહી. ૭૭

× × ×

પોતાના પતિની ભવ્યતા સાથે પોતાની આ વૃત્તિ છાજતી નથી તેનુ દેવીને તીવ્રતમ ભાન થયું. અંતરમાં એ આછી મલિનતા માટે પણુ ભારે અનુતાપ થયો. અને પોતાના સ્થાન ઉપર જઈને કવિ કહે છે કેઃ—

(ઉપજાતિ)

રોતી ઉશીકું ભીંજવી રહી સતી
કદી નહીં ને કયમ આજ આ મતિ?
બની વિશુદ્ધા અનુતાપ અશ્રુથી,
ન અશ્રુશી કોઈ વિકાર–માર્જની! ૭૮

અને સતીનો પરિશુદ્ધ આત્મા,
ગયો વટાવી અવિશુદ્ધિ—માત્રા;
રહ્યો સહ્યો સૂક્ષ્મ વિકાર ઓગળ્યો,
આત્મા તણો નિર્મલ પ્રેમ સાંપડયો !! ૭૯

× × ×

અને આ બાજુ મહાત્મા વાચસ્પતિ મિશ્રનો આત્મા તો નિત્ય વિકાસ-શીલ જ હતો-તે તો

( ઉપજાતિ )

અભ્યાસ વૈરાગ્યથી વૃત્તિરોધ,
સંપૂર્ણ સાધી નિજરૂપ શોધ-
કરી; યથા દર્પણ મગ્ન બિંબ,
તથા નિહાળ્યાં નિજરૂપ રંગ. ૮૦
સુસ્પષ્ટ સાક્ષાત્ હૃદયે નિહાળ્યો,
આત્મા નિજી; આત્મ નિકેત ભાળ્યો-
સચ્ચિત્સુખાત્મા પરમાત્મ દેવ,
ગ્રંથી તૂટી ને અહમેવ ખોયો. ૮૧

× × ×

અને આમ સાક્ષાત્કારને લઈને—

( શાર્દૂલવિક્રિડિત )

ભૂમાનંદ અનંત અંતર ઝરે દ્વૈત પ્રતીતિ ગળે,
પોતાથી નવ ભિન્ન કાંઈ નિરખે પોતે જ પોતે રમે;
હૈયામાં વિકસી અસીમ કરુણા, દુઃખે પીલાતાં લહી,
જીવોને, પરદુઃખભંજન થતે યોગી નિજી જીવની. ૮૨

અને હવે તો મિશ્રજી—

( અનુષ્ટુપ )

ગ્રંથ લેખન પ્રવૃત્તિ આદરે મિશ્રજી રૂડી,
પ્રજ્ઞા ઋતંભરા જેમાં પ્રકટાવે સરસ્વતી. ૮૩

× × ×

અને વર્ષો સુધી અખંડ ધારાએ ઉદ્યોગ કરી તેમણે પ્રત્યેક દર્શન ઉપર પોતાની વૃત્તિઓ લખી. અને જોતજોતામાં જીવનનાં

સીત્તેર વર્ષો વહી ગયાં. અને એમની મહા પ્રતિભા જીવનનો મહાનમાં મહાન ગ્રંથ લખી રહી હતી-કયો હતો એ ગ્રંથ? કવિ કહે છે—

(અનુષ્ટુપ)

બ્રહ્મસૂત્ર તણું ભાષ્ય શાંકરી પ્રતિભા ભર્યું,
દેવગુહ્ય, કરે મિશ્ર વ્યાખ્યામંડિત શંતનુ. ૮૪

× × ×

અને એ કાર્યમાં પણ સતી–કવિ કહે છે—

(ઉપજાતિ)

અને સતી એ કૃતિ – લેખકાળે,
બધી ય રીતે વરતે સહાયે;
ગ્રંથાન્તનો કાળ નજીક આવ્યે;
પ્રસંગ આવ્યો ઉર જે હલાવે. ૮૫

કયો હતો એ પ્રસંગ? કવિ કહે છેઃ—

મિશ્રજી લેખને લીન, દીપે તેલ ગયું ખૂટી!
બળતી વાટ દીવાની જ્યોત ઝાંખી થઈ વળી! ૮૬
સતીએ દૃશ્ય એ જોયું રખે ભંગ સમાધિમાં–
થતો એમ વિચારીને પૂરે છે સ્નેહ દીપમાં. ૮૭
ચડાવી વાટને જ્યોતિ રેલાતી જીવતી થઈ;
જ્યોતિવૃદ્ધિ ન શું થાતી સ્નેહે જીવન દીપની? ૮૮

અને પરિણામે—

વધતાં રોશની ભાળે સ્વભાવે સ્હેજ મિશ્રજી;
ઊંચું ને દર્શને સ્તબ્ધ! હાથથી લેખની સરી! ૮૯

અને વળી–

(ઉપજાતિ)

વિના નિમેષે નયનો વિલોકે
સતી તણાં ભવ્ય મુખારવિંદ;
ને ભામતીના ચરણારવિંદે
સરી પડે ત્યાં વિમલાશ્રુધારા. ૯૦

× × ×

મિશ્રજીની આંખમાંથી અશ્રુ પડતાં જોઈ સતી પણ મૂંઝાઇ ગયાં–પણ તરત જ—

( અનુષ્ટુપ )

ને કહે મિશ્રજી પ્રેમે દેવી? તારુણ્ય શું ગયું?
તારું સેવાવ્રતે ક્ષીણ શરીર વૃદ્ધ આ થયું? ૯૧
કદી દેવી! ન તેં યાચ્યું સંસારી સુખ માનવી–
ધન્ય ઓ પ્રેમની દેવી! ધન્ય આચાર્ય પ્રેમની. ૯૨
વિદ્યા આચાર ને યોગ તપઃ સ્વાધ્યાય–એ બધું–
તારા દેવી! મહાત્યાગ સમક્ષ તુચ્છ હું લહું! ૯૩

× × ×

અને આટલું બોલતાં મિશ્રજીની આંખમાંથી વળી મોતી સર્યાં ને સતીનો આત્મા આ કદરના બોલે—

( ઉપજાતિ )

પ્રફુલ્લ આત્મા નયનાશ્રુ ઢાળે
શ્રી મિશ્રજીનાં ચરણો પખાળે!!
એકેયના અક્ષર દેવી સારે
મૌને મઢયો ત્યાગ પ્રભૂત બોલે!! ૯૪

× × ×

અને દેવીના એ અનુપમ સૌજન્યે મિશ્રજીનો ભવ્ય કરુણાર્દ્ર આત્મા રવી ઊઠયો—

( શાર્દૂલવિક્રિડીત )

દેવી! યૌવન તેં પ્રસન્ન હૃદયે સેવા તણા યજ્ઞમાં
અર્પ્યાં; ના ફલ આશ અંતર તલે સેવી ધરી ધીરતા;
તારી; ધન્ય ધૃતિ; કદાચ વિહર્યો જો હોત સંસારમાં
તો બે ચાર વિહાર સંતતિ વતી વૃદ્ધા થતે આ ધરા. ૯૫

× × ×

પણ દેવી! આપણા જેવા માટે એ યોગ્ય ન હતું. પ્રેમની દેવતા તો નિર્વિકાર! તો—

( ઉપજાતિ )

પરંતુ દેવી ! તુજ ધન્ય ધૈર્ય !!
અનન્ય માનું તુજ ધન્ય સ્થૈર્ય !!
વરો તને મારી સમસ્ત સિદ્ધિ !!
મળો તને મારી સમગ્ર ઋદ્ધિ !! ૯૬

અને મિશ્રજીએ ઉમેર્યું કે—

પ્રસન્ન હું આજ તને સમર્પું
વરાનને ! આ શિશુ એક એવું–
ન કાળ જેને ગળશે કદાપિ
દાંપત્યની મંગલ એ પ્રસાદી ! ૯૭

( અનુષ્ટુપ )

બ્રહ્મસૂત્ર તણા ભાષ્યે લખી વૃત્તિ ઋતંભરા;
આજથી ભામતી નામે હો પ્રસિદ્ધ મનોહરા ! ૯૮
જ્યાં લગી સૂર્ય ને ચાંદ તારા ને આ વસુંધરા
ત્યાં લગી નિશ્ચલા વૃત્તિ થશે વિખ્યાત મંગલા ૯૯

અને આટલું કહી મિશ્રજીએ ભામતી દેવીને ખોળે પોતાની "ભામતી" વૃત્તિ વાત્સલ્યપૂર્વક સમર્પીને તેના સ્પર્શ માત્રે–

( અનુષ્ટુપ )

ભામતી હ્રદયે આજે બ્રહ્મજ્ઞાન થયાં છતાં
મિશ્રનાં નયનો વાટે પ્રેમનાં મોતીડાં ખર્યાં !૧૦૦

અને કવિ કહે છે–

ભામતી તે ગઈ તો એ ભામતી આ રહી સદા
પ્રેમની દિવ્ય ગાથાથી સુભગા આ વસુંધરા.૧૦૧

× × ×

અને આથી આવા લગ્ન પણું ઈશ્વર પ્રાપ્તિનું સાધન થઇ શકે છે. તો આપણે પણ મૂળ પદના સ્મરણ સાથે અચ્યુત કરીએ કે:—

હરિઃ ૐ તત્ સત્ ।

# મહાસતી અહલ્યા

પ્રિય શ્રી શાન્તા દેસાઈને—

મેધાવિની—યોગ સુરમ્ય મૂર્તિ,
સ્વાધ્યાયની જંગમ દિવ્ય આકૃતિ;
પ્રબુદ્ધ ભાવે રમતી–તને દીદી !
'સમર્પતો રાજ અપૂર્વ આ કૃતિ.



રામ કરુણા

– અહલ્યોદ્ધાર –

મંગલાચરણ:—

> वक्रतुण्ड महाकाय सूर्यकोटि समप्रभ ।
> निर्विघ्नं कुरु मे देव ! शुभ कार्येषु सर्वदा ॥ १ ॥
> अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधु वर्त्मनि ।
> सदान्तेवासि हृदये स्फुरतु श्री हरिर्गुरुः ॥ २ ॥
> श्रीरामं करुणाकान्तं पापजाल विनाशनम् ।
> प्रपन्नार्तिहरं वंदे हनुमत् हृदि संस्थितम् ॥ ३ ॥

સ્તવન:—

(આર્યા)

રમણ કરે જે રૂપે, રમણ તજીને રમા ય રામાનાં—
યોગીજન તે રામે અભિરામે રમો નયનાં.

× × ×

મૂળપદઃ—

(ગઝલ)

જગતનાં પાપ ધોનારી વહે ગંગા, નકારું ના;
અસહ્ય વળી તાપની શાતા કરે કર ચંદ્રનાં ચારૂ ૨
જગતને આંગણે ભમતા, સદાએ વીંઝણા જેવા,—
મહા સંતો બધાં પાપો અને તાપો ગળી જાતા. ૪
પરંતુ ચંદ્ર ને ગંગા અને સંતો મળ્યા ભેગા;
વસે છે રામના નામે વિરલ એ જાણતા ગાથા. ૬
સવેળા ચેત ઓ મનડાં ! જપી લે રામ જપ માળા;
નહીં રામા રમા તારે શરણ લે રામ ઉદ્ધારેઃ ૮

× × ×

अथ पूर्वरंग—

એક સનાતન સમસ્યા રજૂ કરતાં અર્જુન ભગવાનને પૂછે છે.

> अथ केन प्रयुक्तोऽयं पापं चरति पुरुषः ।
> अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

જીવને પાપમાં પ્રેરે કોણ? અનિચ્છાએ પણ જાણે બલાત્ એ પાપ કરે છે! તો પુરુષ—જીવ—આત્માને બલાત્ કોણ પાપ કરાવે છે? આ પ્રશ્નના ઉદરમાં એક સિદ્ધાંત છૂપાયો છે. કોઈક બલાત્ કરાવે છે એનો અર્થ એટલો જ કે એને મૂળમાં એવું કરવું ગમતું નથી. છતાં લાચારીએ એ પ્રેરાય છે. તો શું સાચે જ જીવને પાપ ગમતાં નથી? કેવી રીતે એ જાણવું? તો કવિ કહે છે:

(ઉપજાતિ)

આત્મા સ્વરૂપે સત; ન સ્વરૂપ—
કદાપિ છોડે; નવ સૂર્ય આતપ,
કદી વિયોગી રવિથી બની શકે:
સ્વરૂપ હાને, નવ રૂપ કો ટકે. ૧

અને આથી:—

(લલિત)

તિમિરમાં કદી તેજ ના રમે
નિજ પ્રકાશથી તિમિરને હરે
તિમિર વિક્રમો ત્યાં સુધી ટકે
કિરણ જ્યાં લગી ન સ્ફુરે—ઝઘે. ૨

× × ×

—અને આથી સાચે જ કોઈ પણ જીવ સ્વરૂપે પાપી નથી જ. કવિ ઉમેરે છે કે:—

(ઉપજાતિ)

શિવ સ્વરૂપી સહુ જીવ; છાંડી—
શકે નહીં તે શિવતા સ્વરૂપની:
ન ધૂમ્ર આચ્છાદિત અગ્નિ કો દિ'
અનગ્નિ થાતો; ત્યમ વાત જીવની. ૩

× × ×

અને હકીકત જ આવી હોઈને, અર્જુન ઠીક કહે છે કે "अनिच्छन्नपि" અને પરિણામે તેની પાપવૃત્તિ સ્વાભાવિક નથી. એ બલાત્કારે જ સંભવે. આત્મા સત્ હોઈને સ્વભાવે જ તેની સત્કર્મમાં જ પ્રવૃત્તિ હોય. કવિ કહે છે:—

(માલિની)

સરિત સલિલ વ્હેતું વારિધિમાં સ્વભાવે,
સુકૃતિ તરફ આત્મા, યોગ્ય છે; તેમ જાયેઃ
તદપિ દુરિત નિષ્ઠા જીવની સુપ્રસિદ્ધ,
સહજ કદી ઘટેના વૃત્તિઓ પાપવિદ્ધ. ૪

× × ×

*તો એને બલાત્ પાપમાં કોણ યોજે છે? પ્રશ્ન લક્ષ્ય* વેધી છે. સનાતન છે. અને એ સનાતન સમસ્યાનો ભગવાન સનાતન ઉત્તર આપતાં નિર્ણય કહે છે:—

काम एष क्रोधः एषः रजोगुणसमुद्भवः ॥
महाशनो महापाप्मा विध्येनमिह वैरिणम् ॥

—ભગવાનનો જવાબ પણ સરળ છતાં ગહન છે. અર્જુન! જીવને અનિચ્છાએ પણ બલાત્ પાપમાં પ્રેરનાર કામ છે. કામ એટલે કે ઇચ્છા. એ ઇચ્છા જ પાપ પ્રેરક છે. કોઈ પણ પાપ લ્યો તેના મૂળમાં કામની જ કોઈ દુરાસદ છટા હોય છે.

પણ અહીં એક વિકટ પ્રશ્ન ઉદ્ભવે છે. ઇચ્છા જ જો પાપ પ્રેરક હોય તો તો મોક્ષની પણ ઇચ્છા જ હોય છે. શું તે પણ અનિષ્ટ છે? હા, તર્ક તો એમ જ ફરમાવે. પણ એમાં *ખોટું શું? ઇચ્છા માત્ર તાજ્ય જ છે. કેમકેઃ—*

(અનુષ્ટુપ)

સ્વરૂપે મુક્ત આત્માની મુમુક્ષા પણ જાણવી—
રહે વિકૃતિઃ મોક્ષેચ્છા મુક્તાર્થે ઘટતી નહીં. ૫

× × ×

જો આત્મા કદી પણ બદ્ધ હોત તો તેને મુક્ત કરવાની ઇચ્છાનો પ્રશ્ન ઊઠત. પણ આત્મા તો મુક્ત જ છે. શાસ્ત્રીય સિદ્ધાંત રજૂ કરતાં કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

હતો નહીં બંધ કદીય પૂર્વે
કદાપિ ના બંધન વર્તમાનેઃ
ન ભાવિમાં બંધન તર્ક શુદ્ધ
વિમુક્તનો બંધ — મનસ્તરંગ ! ! ૬

× × ×

—તો પછી મુમુક્ષા તો એક લાયકાત ગણાય છે. શાસ્ત્રનું એ કથન છે. બરાબર છે શાસ્ત્રથી વિરુદ્ધ કશું પણ કહેવાનો ઇરાદો જ નથી. તો પછી ઇચ્છા માત્ર જ જો આમ અસેવ્ય ઠરતી હોય તો તો જીવનમાંથી સદિચ્છાનો પણ છેદ જ ઉડાવવો ઘટે. વાત સાચી છે. પણ એનો અર્થ એ નથી કે સદિચ્છાની કશી કિંમત નથી. એની કિંમત છે અને ઘણી મોટી છે, આ તો નર્યો સિદ્ધાંતની જ છણાવટ કરીએ તો જે સત્ય કહે તે સ્વીકારવું જ રહ્યું. તો પછી સદિચ્છાનો વિષય શો ? સમસ્યાનો ઉકેલ આપતાં કહે છે કેઃ—

( ઉપજાતિ )

કાંટાવતી જેમ કઢાય કાંટો;
એકે નહીં જેમ રખાય પાછો–
શોધી શુભેચ્છા વતી દુષ્ટ ઇચ્છા
અંતે તજે તે ય પ્રબોધ ઇચ્છતા. ૭

× × ×

આમ કાંટાથી કાંટો કાઢી પછી તે બંનેનો જ જેમ ત્યાગ થાય છે તેમ સારી ઇચ્છાથી નઠારી ઇચ્છાને શોધી–પછી બંનેનો ત્યાગ ઇષ્ટ છે. વળી એના સમર્થનમાં કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

સારી નઠારી યદિ હોય ઇચ્છા-
સ્વરૂપમાં તો, ન સ્વરૂપ છાંડી-
સુષુપ્તિમાં લુપ્ત કદી ય થાત ! !
સ્વ માં ન ઇચ્છા-ઇતિ સિદ્ધ વાત ૮

× × ×

આથીઃ—

( અનુષ્ટુપ )

લોખંડી શૃંખલા ઇચ્છા નઠારી હોય પક્ષમાં—
તો હેમ—શૃંખલા સારી, કિન્તુ બંધન બેઉમાં. ૯

× × ×

અને આથી ભગવાન ઠીક કહે છે કેઃ—"काम एषः"–પાપ પ્રેરક કામ જ છે. અને વળી ભગવાન તે જ શ્વાસે કહે છે કે क्रोध एषः—જે કામ છે તે જ ક્રોધ છે ! વિચિત્ર વિધાન છે ને ? કામ અને ક્રોધ તો પરસ્પર વિરોધી ! ભગવાન કેમ તો એ બન્નેને એક જ ત્રાજવે તોલે છે ? કવિ ઉત્તર દેતાં કહે છેઃ—

( અનુષ્ટુપ )

કામના ભંગથી ક્રોધ ઉદ્‌ભવે; માત કામના-
ક્રોધ છે પુત્ર; ના સત્વે કોઈ ખાસ વિશેષતઃ ૧૦

× × ×

અને આ કામ ક્રોધના માબાપ કોણ ? ભગવાન કહે છે—
रजोगुणसमुद्भवः-એ પાપ પ્રેરક કામ અને ક્રોધના પિતૃપદે છે રજોગુણ અને આમ એનું કુળ બતાવી પ્રભુ એના પરાક્રમનું વર્ણન કરતાં કહે છે- महाशनो महापाप्मा એ કામ મહાશન -મહાખાઉધર છે. અને એ શું ખાય છે ? કવિ કહે છેઃ—

( તોટક )

તનને——મનને——વળી અંતરને,
બલને——મતિને——ગુણ સંપતને;

૬૯ નિશ્ચય——વીર્ય——પરાક્રમને,
ધૃતિ— કાન્તિ—મનોજવ—સંસ્મૃતિને. ૧૧

× × ×

નવ કોઈ પદાર્થ અભક્ષ્ય રહે,
સઘળું ભરખ્યે નવ ભૂખ શમે;
અતિ ખાય તથાપિ ન તૃપ્ત બને,
અતઃ એવ મહાશન કામ ભણે. ૧૨

× × ×

અને આવા મહાખાઉધર કામને ભગવાન "महापाप्मा" —મહાપાપી કહે છે કેમકે એ જ ક્રોધ રૂપે—

(ભુજંગી)

મહા પાપ એવું નથી કોઈ જેને,
કરે માનવી ના કદી ક્રોધ ધક્કે;
પિતા માત કે ભ્રાત કે દાર સુદ્ધાં,
થઈ ક્રોધથી અંધ ને ઠાર મારે. ૧૩

× × ×

આવા એ મહાપાપ્માને ભગવાન વેરી ઠરાવે તો તે યોગ્ય જ છે. કેમકેઃ—

(શાલિની)

જે વેરી તે જન્મ ચાલુ બગાડે,
ભાવિમાં યે શાન્તિને તે ભગાડે;
કામ—ક્રોધે કર્મ કાળાં જ થાય,
કાંટા વાવી કેમ કેળાં લણાય? ૧૪

× × ×

આવાં એ વેરીની કાર્ય કુશળતા વર્ણવતાં ભગવાન સ્વયં કહે છેઃ—

धूमेनाव्रियते वन्हिः यथादर्शो मलेनच ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥

तेन = कामेन इदं = ज्ञानं आवृतं = आवृतं-घेरायेलुं होय छे. एज स्पष्ट करतां कहे छे:—

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौन्तेय ! दुष्पूरेणानलेन च ॥

—આવો આ કામ જ્ઞાનીનો જ નિત્ય વેરી છે. —એટલે કે જ્ઞાની જ એ સુખદાયી રૂપે આવે તો પણ એની પરિણામે દુઃખદાયી શક્તિ જાણે છે. બીજા તો કવિ કહે છે:—

(ઉપજાતિ)

ભોળા જનો તો ભરમાઈ જાય,
કામે સમર્પ્યાં સુખમાં ફસાય ! !
આરંભમાં તે મધ મીઠું ભાવે,
અસહ્ય અંતે પરિતાપ લાવે. ૧૫

× × ×

આવા એ કામરૂપી વેરીની ખૂબી તો એ છે કે એ આપણા પોતાનામાં જ થાણાં જમાવીને બેસે છે. ખાય તેનું જ ખોદે છે. ભગવાન એનું સરનામું આપતાં કહે છે:—

"इन्द्रियाणि मनोबुद्धि रस्या धिष्ठान मुच्यते"

ઈન્દ્રિયો-મન-અને મતિ—એનું રહેઠાણ છે. અને એ ત્રણમાં રહીને—એ ત્રણને ફોસલાવીને આત્માને વિમોહિત કરી, લાચાર લાચાર કરી મૂકે છે. ભર બજારમાં આત્માની લાજ લૂંટે છે. અને આવો કાળો કેર વર્તાવનાર એ કામને ભગવાન કહે છે:—

तस्मात् त्वं इन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।

આથી સૌથી પહેલાં, હે ભરત-શ્રેષ્ઠ ! અર્જુન ! ઈન્દ્રિયોને વશ કર-અને પછી—

पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

એ મહાપાપી અને જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનાર કામરૂપી વેરીનો જડમૂળમાંથી નાશ કર. અને આમ ભગવાન આદેશ

(ઉપજાતિ)

સંધ્યા—ઉષા, ને પ્રતિભા, શશિપ્રભા,
સમાધિ—સત્વે સરજી અહલ્યા;
જાણે ધરિત્રી તલમાં વિહારિણી–
સૌંદર્ય દેવી બનતાં શરીરિણી! ૨૦

× × ×

(અનુષ્ટુપ)

એવી ચુંબકતા રૂપે યોગ નિષ્ણાતની ય જે,
ખણી નાંખે ધૃતિ; ક્ષોભે જન્માવે ઉર વ્યગ્રતા! ૨૧
આવી એ સુંદરી મુગ્ધા યૌવન–શ્રી—સુશોભિતા;
ગુણ–શ્રીથી મઘે, પુષ્પે વનશ્રી માધવી યથા. ૨૨

× × ×

અને આવી કન્યા જોઇને પિતાને કુદરતી રીતે જ તેનાં લગ્ન કરવાની ઇચ્છા થઇ અને

(અનુષ્ટુપ)

તારુણ્યે તગતી તેને કન્યાદાન વિધાનથી,
અર્પવાને કરી ઇચ્છા યોગ્ય કો મુનિ–વર્યને. ૨૩

અને:—

હતા ગૌતમ બ્રહ્મર્ષિ યોગ—નિષ્ઠ મહાવ્રતી,
બ્રહ્મ વર્ચસથી દીપ્ત ક્રિયા યોગી મહામુનિ. ૨૪
સમર્પી તેમને કન્યા બ્રહ્માજીએ વિધાનથી,
સોહે વરવધૂ જોડી શ્રદ્ધા શું વિધિના સમી. ૨૫
મિથિલોપવને સ્થાપ્યો ગૌતમે નિજ આશ્રમ,
રમ્ય મંગલ ને દિવ્ય પૃથ્વીએ સ્વર્ગના સમ. ૨૬

× × ×

—અને એ દિવ્ય આશ્રમમાં વસી તેઓ વિધિપૂર્વકનો ગૃહસ્થાશ્રમ પાળતા હતા. કવિ કહે છે:—

( અનુષ્ટુપ )

ગૃહસ્થાશ્રમના ધર્મો પાળે બન્ને યથાવિધિ,
મધ્યાન્હોત્તર છાયાશી રુચિ–પ્રીતિ–રતિ–વધી. ૨૭
વૃક્ષે વેલી, ઘને વિદ્યુત્, અબ્ધિએ સરિતા ઢળી,
અહલ્યા ગૌતમે સોહે યોગે તત્ સાધના સમી. ૨૮

× × ×

અને આમ એમનું દાંપત્ય સુખી હતું. એમનો ગૃહસ્થાશ્રમ પણ માનો આત્મ દર્શનની સાધના જ હતી—અને ગૃહસ્થાશ્રમ એવો જ હોવો ઘટે. કવિ કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

સાધનામાં નહીં બાધા ગૃહસ્થાશ્રમ માનવી;
સ્વભાવ—મનના મેળે કેડી એ છે સમાધિની. ૨૯

× × ×

અને આમ વર્ષોનાં વર્ષો વીતી ગયાં. એ સંસારમાં ભોગ કરતાં યોગને, મઝા કરતાં મર્યાદાને વધારે સ્થાન હતું. અને એને લીધે કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

ન દેહ સૌંદર્ય ઘટ્યું જરાએ,
થયું વધારે તપના પ્રભાવે.
તપઃ પ્રયોગે કમનીયતા વધેઃ
અસંયમે સુંદરતા સદા ઘટે. ૩૦

× × ×

અને એક દિવસની વાત છે. અહલ્યાના અપાર્થિવ સૌંદર્યની વાત ઇન્દ્રને કાને પડી. અને દેવરાજનું મન લોભાયું. અહલ્યાના દર્શન માટે તેને તાલાવેલી લાગી. અને એક વખત તેણે અહલ્યાને જોઇ પણ ખરી. બસઃ એક વખત તેને જોઈ પછીથી તોઃ—

પ્રવાહ વેગથી તૂટે જેમ બંધ નદી તણા;
તૂટતો ધૈર્યનો બંધ, કંદર્પ સમ ઇન્દ્રના— ૩૯

× × ×

દર્શને, પ્રાર્થને, દેવ—રતિ—ક્રીડા—કુતૂહલે;
રૂંધાતાં આત્મનો નાદ, વિવેક મંદતા ગમે. ૪૦

× × ×

અને કથાકાર કહે છેઃ—

ગમી તે માધુરી; મૂર્તિ ગમીને મૂર્છના વળી,
ગમી તે ક્ષણને ભૂલી ધર્મ, અર્પતી સંમતિ. ૪૧

અને કથા કહે છેઃ—

રજસ્વલ પળો વીતીઃ મેઘ વીંટી શશિકળા.
મુક્ત મેઘવતી થાતાં પુનઃ જેમ પ્રકાશતી— ૪૨

× × ×

અહલ્યા અંતરે તેમ આત્માની રોશની ઝગી,
કુકર્મ સ્મરણે ઝાંખી થતી દિવસ—દીપ શી ! ૪૩

× × ×

(ઉપજાતિ)

હવે થતો અંતર મધ્ય દાહ,
અશાન્ત આત્મા પ્રજળે અપાર;
શિરાવહે વેગવતી; પ્રકંપ—
હૈયે થતો ભૈરવ પાપડંખ ! ! ૪૪

અને કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

અને સહસ્રાક્ષ ઉરે ય કંપ
જાગ્યો—ડરે શાપ તણા પ્રચંડઃ
કહે અહલ્યાઃ "સુરવર્ય ભાગો—
રક્ષો મને—આશ્રમ સીમ છાંડો. ૪૫

કવિ ઠીક કહે છે કેઃ—

કુકર્મથી ભીતિ અનંત જન્મે
કુકર્મથી શાન્તિ દિગંત ભાગે;
કુકર્મથી શ્રી—મતિ—તેજ—કીર્તિ
હણાય; દુષ્કર્મ મહાન વેરી. ૪૬

× × ×

અને ઇન્દ્રને પણ અહલ્યાની વાત અને સલાહ યોગ્ય લાગી. તેણે ત્યાંથી ભાગવાનો નિશ્ચય કર્યો, અને જ્યાં આશ્રમનું બારણું ખોલવા ગયો ત્યાં તો—

( ઉપજાતિ )

મહર્ષિની મંગલ ભવ્ય મૂર્તિ
પ્રશાંત પુણ્યા તપતેજ વેરતીઃ—
પ્રવેશતી આશ્રમ દ્વાર ઠેલતી
નિહાળતી—નિષ્પ્રભ દેવ આકૃતિ ! ૪૭

અને તે ઉપરાંતઃ—

અસ્વસ્થ ઊભી નિજ ધર્મપત્ની
ચિત્રે લખી શી નિત—નૂર હીણીઃ
વિલોકતાં તત્ક્ષણ એ પરિસ્થિતિ—
મહર્ષિનું અંતર તો ગયું કળી ૪૮

અને તરત જઃ—

( અનુષ્ટુપ )

ક્રોધઃ ને ખેદ ને શોક; વિરાગ; કરુણા તણી;
ક્રમશઃ વૃત્તિઓ હૈયે મહર્ષિના ફરી વળી ! ૪૯

અને આ બાજુઃ—

( ઉપજાતિ )

મહર્ષિને—ક્રુદ્ધ નિહાળતાં હરિ
પડચો પગે; દેહ વિષે ધ્રૂજારી,

ચડી: કર્યો દુષ્કૃત એકરાર;
અને મહર્ષિ કરતા વિચાર. ૫૦

× × ×

(શાર્દૂલવિક્રિડિત)

જાણ્યું કામ પરાક્રમે શિવસમા યોગીશનાં ધૈર્યની—
તૂટી પાળ; ગયા અસંખ્ય જગમાં કાળ પ્રવાહે વહી;
અર્પું માફ: પરંતુ ઉત્તમ ભણી ભાળી કનિષ્ઠો જગે-
વર્તે: દંડ સુયોગ્ય: નિશ્ચિત કરી વાણી મહર્ષિ વદે. ૫૧

અને મહર્ષિએ શું કહ્યું !—કવિ કહે છે:—

(અનુષ્ટુપ)

ઇન્દ્ર! ધારું કરું ભસ્મ આ ક્ષણે સ્વર્ગ સંહરું;
કામલમ્પટ! કિન્તુ ના મર્યાને ધર્મ મારવું!! ૫૨

× × ×

"છતાંએ પંઢ તું થાજે," વદી આવું; વધાવળી-
ઉદ્દેશીને અહલ્યાને—અહલ્યા ધ્રૂજતી ઊભી— ૫૩

× × ×

"મોહની આંધળી આંધી લહી તો યે નહીં લહી;
હીરો ચારિત્ર્યનો વેચ્યો લઈ કિંમત કાચની! ૫૪

× × ×

ભૂલી ધર્મ; કર્યું પાપ; કામના વિક્રમે ઢળી;
છતાં તું ધર્મપત્ની છે—પ્રેમપત્ની ગણી; વળી. ૫૫

× × ×

ક્ષમાની ભાગિની તો એ અશુદ્ધિ પ્રેમ ના સહે;
આથી તે જ્યાં લગી જીવે તું પત્ની મમ ના રહે. ૫૬

× × ×

શુદ્ધિ તારી થતાં પાછી પ્રિયા—પત્ની થશે મમ;
ત્યાગું નહીં તને તો યે પ્રેમનો દેવ નિર્મળ. ૫૭

× × ×

આથી તને તજી આજે સંચરું હું હિમાલયે,
ચાહી તને હજી ચાહું ચાહીશ હું ભવે ભવે. ૫૮
પ્રિયે! આશ્રમ આ તારો; હજારો વર્ષ તું અહીં—
વાયુભક્ષી જિતાક્ષા ને નિરાહારી તપસ્વિની. ૫૯
થઈ અદૃશ્ય ભૂતોને આશ્રમે ભસ્મશાયિની;
રામદર્શનથી પૂતા થશે તું મૂઢ ભામિની! ૬૦
રામની કરુણા પામી પુનઃ તું પામશે મને.
વિશુદ્ધ પ્રેમની મૂર્તિ, કહી આવું પળે વને. ૬૧
ચિત્રાર્પિત પરી જેવી અહલ્યા પતિદેવની,
પ્રેમની પ્રતિમા જોતી ધરણીએ પડી ઢળી. ૬૨

અને ત્યારબાદ પતિ વિહોણી અને સૌ ભૂતોને અદૃશ્ય એવી તે બિચારી અહલ્યા—

(અનુષ્ટુપ)

આશ્રમે એકલી રે'તી નિરાહારા તપસ્વિની;
પ્રાયશ્ચિત્ત કરે દેવી પ્રતીક્ષા રામચન્દ્રની. ૬૩
દિન રાત જપે માળા અંતરે રામનામની;
શ્વાસે શ્વાસે સરે ધૂન-સાધના ભવ્ય પાવની. ૬૪

અને એટલું જ નહીં-એ અદૃશ્ય મૂર્તિના રામનામનો પ્રેમલ કરુણ જાપ જતા આવતાને સ્પષ્ટ સંભળાવા લાગ્યો કે -

હે રામ રામ રઘુનંદન રામ રામ
હે રામ રામ કલિમંજન રામ રામ
હે રામ રામ મનરંજન રામ રામ
હે રામ "एहि" ભવભંજન "देही दर्श्नम्" ૬૫

અને આમ વર્ષો વહી ગયાં રામનું નામસ્મરણ કદી વ્યર્થ જાય ખરું? કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

રામનામતણા જાપે તાપ—પાપ—બધાં બળે
શુદ્ધિની સરિતા વ્હેતી સમાધિમાં જઈ મળે. ૬૬

(ભુજંગી)

અહલ્યા હવે રામના નામજાપે—
વિશુદ્ધા, હૃદે રામનાં ધ્યાન રાજે;
બહિર્ભાન ના અંતરે રામમૂર્તિ
જુવે; દિવ્ય માણે સદા ભાવ સ્ફુર્તિ ૬૭

અને હવે તો પ્રભુને પણ ચિંતા થઈ. પણ પ્રભુ તો સર્વજ્ઞ—કયા જીવનો ક્યારે ઉદ્ધારનો સમય પાકે છે તે જાણે છે. અને તેવી જ તેની યોજનામાં પણ જોગવાઈ હોય છે. અહલ્યાની પાપ કાલિમા હવે તો સ્મૃતિમાંથી પણ માનો છટકી ગઈ છે અને તેના ઉદ્ધારની પળ આવી રહી છે. ભગવાન રામચંદ્ર તે જ વખતે મિથિલાના ઉપવન પાસેથી પસાર થાય છે. લક્ષ્મણજી અને વિશ્વામિત્ર સાથે જ હતાં. અને મિથિલાના ઉપવનમાંનો નિર્જન આશ્રમ જોઇને ગુરુદેવ કને તેનો ઇતિહાસ મેળવે છે અને ગુરુદેવ આજ્ઞા કરે છે કેઃ-

तदागच्छ महातेज ! आश्रमं पुण्यकर्मणः ।
तारयैनां महाभागां अहल्यां देवरूपिणीम् ॥

અને ગુરુદેવની આજ્ઞા મળતાં લક્ષ્મણજી તથા ગુરુદેવ સહિત ભગવાન આશ્રમમાં પ્રવેશ્યા. પરમાત્માનો પગ પડતાં વારઃ—

(અનુષ્ટુપ)

અદૃશ્યા જે હતી દેવી દૃશ્યા રામ કૃપા વતી—
થઈ તે સર્વભૂતોને; રામની દૃષ્ટિએ ચડી. ૬૮

અને તે વખતે મહાસતી અહલ્યા કેવી હતી?—કવિ કહે છેઃ—

ધૂમ્રથી આવૃતા વન્હિ અર્ચિશી; સૂર્યની પ્રભા—
ધુમ્મસે વીંટળાઈ વા, નીહારે શશિની કળા. ૬૯

અને પ્રભુની તેના ઉપર દૃષ્ટિ પડતાં વાંર તેની તે અહલ્યા—કવિ કહે છેઃ—

સત્કર્મે સોહતી શ્રદ્ધા; વિવેકે દીપ્ત ભાવના;
સ્વ માંગલ્યે શ્રુતિ ગાથા; પ્રેમે શ્રી હરિની કથા. ૭૦

અને આ બાજુ અહલ્યાની દૃષ્ટિ ભગવાન ઉપર પડી તો સામેઃ—

( શાર્દૂલવિક્રીડિત )

મેઘશ્યામ—મનોજ્ઞ—મંગલમયી—ધાત્રી મહામોદની;
શોકોચ્છેદકરી; ભવાબ્ધિતરણી; મોહાર્તિવિધ્વંસની;
પાપઘ્ની; શ્રુતિ ગૂઢ; ભાવ લહરી; કારૂણ્યની નિર્ઝરી,
મૂર્તિ શ્રી રઘુવીરની-નિરખતાં સ્તબ્ધા અહલ્યા થઈ ! ! ૭૧

અને એ મનોહર મૂર્તિ જોતાંઃ—

( ઉપજાતી )

પ્રેમાશ્રુ ધારા નયનાબ્જથી વહે,
પ્રવાહ પૃથ્વી તલ–દેહ—ભીંજવે;
સમાધિ—આનન્દ વિષે સ્વયં સ્ફુરે,
માંગલ્ય હૈયે વણુ સીમ વિસ્તરે ૭૨

× × ×

અને તરત ભગવાન રામચંદ્ર લક્ષ્મણજી સહિત

( અનુષ્ટુપ )

અહલ્યા ચરણે રામ સહ લક્ષ્મણ વંદતા,
કૌશલ્યા શી અહલ્યા એ સ્પર્શથી ભાન ભૂલતાં. ૭૩
સરે સમાધિમાં પાછાં—સ્પર્શે એ રામભદ્રના,
હતો ના સ્પર્શ, સૌ પાપો એ બ્હાને રામ પી ગયા. ૭૪

અને પુનઃ વ્યુત્થાનમાં આવતાં અહલ્યા બોલી ઊઠીઃ—

અહલ્યાઃ—હે રામ !
રામઃ—ઓ મા
અહલ્યા—રઘુવીર !
રામઃ—પાવની !—

"–તું છે જનેતા સમ આ ત્રિલોકની !!
અહલ્યાઃ હું પાપીણી ?—
રામઃ—મા ! નવ એવું બોલતી—
અહલ્યાઃ—ઓ રામ !—
રામઃ—મા ! તું પ્રભુ ભક્તિ—જાહ્નવી ! ૭૫

—અને એ જ ક્ષણે મહર્ષિ ગૌતમની ભાવ ગદ્‌ગદ્ વાણી સંભળાઈ કેઃ—

( અનુષ્ટુપ )

અહલ્યે ! ધન્ય હું આજેઃ કરુણા ધન્ય રામની;
મહાસતી ! મને તાર્યો—ધન્ય આ પ્રેમની ઘડી. ૭૬

અને બધાંયે તેમના તરફ જોયું–અને ક્ષણ વારમાંઃ—

( અનુષ્ટુપ )

દંપતિ તે ઢળ્યાં પ્રેમે શ્રીરામ ચરણાબ્જમાં,
પખાળે પ્રેમનાં અશ્રુ તેમને રામભદ્રનાં ૭૭

અને તે ક્ષણે પાપ ઉપર પ્રભુ કૃપાનો વિજય સ્થપાયો. તો આપણે પણ પ્રભુ કૃપાનું ચિંતન કરતાં મૂળપદને સ્મરી અચ્યુતં કરીએઃ—

**મૂળપદઃ—**

સવેળા ચેત ઓ મનડાં ! જપી લે રામ જપમાળા,
નહીં રામા રમા તારે શરણ લે રામ ઉદ્ધારે."

હરિઃ ૐ તત્ સત્ ।

મંગલાચરણ:—

ॐ वक्रतुण्ड महाकाय सूर्यकोटिसमप्रभ ।
निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ॥ १ ॥
ॐ अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधुवर्त्मनि ।
सदाऽन्तेवासिहृदये स्फुरतु श्रीहरिर्गुरुः ॥ २ ॥
ॐ सर्वभूत स्थितं वंदे महाकारुणिकं हरिम् ।
यस्य कृपा कटाक्षेण स्वात्मानं विन्दते जनः ॥ ३ ॥

સ્તવન:—

(આર્યા)

ઘટ ઘટ વસતો વ્હાલો પ્રેમ તણી ભિક્ષા રહ્યો માગી,
પ્રેમ મળ્યે એ રાજી તો સંતો પ્રેમ કરો ઘૃણા ત્યાગી ૧

મૂળપદ:—

ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં ગોવિન્દં ભજ મૂઢ મતે !
ભજન નથી કો ભારે હરિનાં સહજ થતાં જો સમજે. ૨

ઘટ ઘટ ધામ કર્યું વ્હાલાએ સૌને મળવા કાજે,
અણું અણુમાં છે એનાં થાણાં જીવન મિલનનાં આણાં. ૩

કેમ ગુમાવે સર્જન શાણા ! દુર્લભતમ આ ટાણાં ?
વ્હાલ કરી ગા તેનાં ગાનાં કરને રસનાં લ્હાણાં. ૪

છોને વીતે યુગ યુગ વ્હાલાં ભજન વિના નવ રાણા,
રીઝે તે વૃષભાનુ સુતાનાં મર્મ જીવનના છાના. ૫

પરહર તાગં મન દંભો તું સૂગ—ઘૃણાને ત્યાગી,
નિરખ હરિને ઘટ ઘટ રમતો તો તુજ વૃત્તિ સાચી. ૬

પૂર્વરંગ:—

ઉપનિષદ્ કહે છે:—

"उदरं अपि अंतरं कुरुते अथ तस्य भयं भवति"—
જે કોઈ સહેજ પણ અંતર કરશે તો તેને ભય ઉપજશે.

બીજો ઋષિ પણ સંમતિ દે છે કેઃ—

"ब्रह्म तं परादात् यः आत्मनः अन्यत्र ब्रह्मवेद—

બ્રહ્મ તેને દૂર ફેંકી દે છે જે આત્માથી બ્રહ્મને ભિન્ન જાણે છે.

અને ત્રીજો ઋષિ તો ટહૂકી ઊઠયો કેઃ—

"यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु च आत्मानं ततो न विजुगुप्सते" ॥ ७ ॥

જે સૌ ભૂતોને આત્મામાં જ જુવે છે અને સૌ ભૂતોમાં આત્માને જ જુવે છે તો તે આત્મદર્શનને પ્રભાવે કોઇની ઘણા કરતો નથી. અને ભગવાન કહે છેઃ—

"सर्वभूतस्थमात्मानं सवभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ ८ ॥

અને ભકતનાં લક્ષણ આપતાં ભગવાન સૌથી પહેલાં કહે છે કેઃ—

"अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च"

અને અર્જુનને ભગવાને વિશ્વરૂપનાં સાક્ષાત્ દર્શન કરાવી એક મધમીઠું સૂચન કર્યું છે કેઃ—

"निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव"

તો આં બધાં શ્રુતિ સ્મૃતિ વાકયોનું તાત્પર્ય શું? તાત્પર્ય તો શ્રુતિ સ્વયં વર્ણવે છેઃ—

"एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा—

પ્રાણીમાત્રમાં એક જ સર્વવ્યાપી સર્વભૂતોના અંતરાત્મા દેવ નિગૂઢ છે.

અને જેને એ દેવદેવનું દર્શન થાય છે તેના જીવનમાં નિર્વૈરતા આવે છે. તેની ઘૃણા-જુગુપ્સા-તિરસ્કાર-ભેદ વગેરે ગાયબ થઈ જાય છે. ભગવાન સ્વયં સૂચવે છે કેઃ—

" विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥९॥

અને આ બધાય બોલો બોલવે તો બહુ મીઠા છે. કહેવત છેઃ—

स्वास्थ्ये वा को न पण्डितः?—

વ્યવહારમાં આ જ્ઞાનની કસોટી હોય છે કસોટીએ જે પાર ઉતરે તે સાચો કવિ કહે છેઃ—

(ઉપજાતી)

સોનું અને પિત્તળ બેઉ પીળાં—
કઠોર એની કરતાં પરીક્ષા—
—આગે; થતી પિત્તળની ફજેતી;
સુવર્ણની રે' અવિકાર સંસ્થિતિ. ૧૦

આગ જેવા કઠોર પ્રસંગે વેદાન્ત જ્ઞાનની પરીક્ષાઃ તે વખતે પંડિત—પોપટની જાત પરખાય છે. કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

ધોળાં દીસે છે બક ને મરાલ,
કરે ય બન્ને જલમાં વિહાર;
પયોવિવેકે પણ હંસ, હંસ,
સમાન છો ને બક હંસ રંગ ૧૧

અને પામર—પંડિતની જુદાઈ ક્યારે વર્તાય છે? કવિ ઉમેરે છે કે—

(ઉપજાતી)

ન કાક ને કોકિલ રંગભેદ,
રહેય બન્ને વન એક વૃક્ષ;
ન કાક કો કોયલ થાય કલ્પે,
વિશેષતા સ્પષ્ટ થતી પ્રજલ્પે. ૧૨

અને આથીઃ—

( અનુષ્ટુપ )

સિંહનું ચામડું ઓઢયે રાસભ સિંહ ના બને,
કર્ણવિદ્યા સમી વ્યર્થ ચેષ્ટા એ અંતમાં દમે. ૧૩

આ કારણે દશેરાનો ઘોડો જો તે જ દિવસે ન ચાલવાનો હોય તો પછી તેને ખવરાવેલી ચંદીનો શો અર્થ ? આત્માને લગતું શ્રવણ કે પઠન જો આત્માને પ્રસ્થાપિત કરવાની પળે જ વ્યર્થ જવાનું હોય તો તેનો અર્થ શો ? અને આથી સમજુ પુરુષો કહે છે કેઃ—

" ज्ञानं भारः क्रियां विना "

અને સંતો પણ ઉચ્ચરે છે કેઃ—

( અનુષ્ટુપ )

ટનબંધી ભલે જ્ઞાન કામનું નવ એ કદી,
ભલે વર્તન હો તોલો તોય તે તો જતું ચડી. ૧૪

અને આપણા યુગનો રોગ શો છે ?

( અનુષ્ટુપ )

જાણે ઘણું; કરે થોડું; કલ્પે કિન્તુ ન આચરે;
સાધના વિણ સિદ્ધિનાં સોણલાં સહુને ગમે. ૧૫
ગર્જે બહુ ન તે વર્ષે; બોલે બહુ ન તે કરે,
કસોટી વેણની વર્તે; ધર્મ આચારમાં વસે. ૧૬

—અને આથી જીવનમાં—

કરે તે જગમાં મોટો; ચાલે તે માર્ગ કાપતો;
જમે તે થાય સંતૃપ્ત; પીએ તે તૃપ્ત તો થતો. ૧૭

અને જેમ વ્યક્તિમાં તેમ સમાજમાં પણ આ જ ન્યાય છે. આપણો સમાજઃ—

( અનુષ્ટુપ )

હજારો વર્ષથી આત્મા—પરાત્મા—જ્ઞાન—ભક્તિની—
યોગની કરતો ચર્ચા—સત્સંગ—ધર્મ—કર્મની !– ૧૮

અને છતાં:—

( અનુષ્ટુપ )

મોટા ભાગે રહે કોરો ભીંજાતો કેમ એ નથી ?
પાકમાં કડછી જેવો જીહ્વા કેમ થતો નથી ? ૧૯

આ એક મોટી સમસ્યા છે. પરિણામે:—

"સર્વવ્યાપી પ્રભુ નક્કી, પાષાણે પૂજવો સહી:"

પરંતુ:—

શિલા રહી; ગયો ઈશ: બન્યો પાષાણ માનવી ૨૦

અને આથી:—

( અનુષ્ટુપ )

કીડી કબૂતરાં શ્વાન જમાડે એ ધરાઈને,
ન એ ઓછું; છતાં ભૂખ્યો માનવી એ જ વિસરે. ૨૧
મારતો—વ્હેરતો લાજે છતાં ના ભાઈ ભાઈને;
ધર્મધ્વજ ચડાવેને શાન ના ઈનસાનની. ૨૨

આટલે જ આ ચિત્ર પૂરું થતું નથી—યુગદર્શન કરતાં કવિ કહે છે:—

(ઉપજાતિ)

ઘમંડ એને કુલ—વર્ણ કેરાં,
સંસ્કારને સંસ્કૃતિનાં અનેરા;
સંપત્તિ—સત્તા—વળી ઉચ્ચતાનાં,
કલ્યાણનાં એ નવ હોય ચાળા ! ૨૩

—અને આ ઘમંડે આભડછેડમાં આવીને તો માઝા મૂકી છે. સામાજિક ઘૃણાનું એ ઉત્કર્ષબિન્દુ છે આ ઘોર માનવ દ્રોહ—કવિ કહે છે:—

( અનુષ્ટુપ )

કર્મ સિદ્ધાન્તને બ્હાને ઢેડ ભંગી ચમારના,
સામાજિક બહિષ્કારે સંપૂર્ણ દાખવે ઘૃણા ૨૪
માનવી હક્કથી એને સદા વંચિત એ કરે
વર્ગ અસ્પૃશ્યનો સર્જી ધર્મ પાળ્યો અનુભવે! ૨૫

આવા ખ્યાલે અસ્પૃશ્યોને માટે તોઃ—

( ઉપજાતિ )

અસ્પૃશ્યથી ના કદી ગામ વચ્ચે-
વસાય. ના મંદિરમાં જવાય;
ન ગામ કૂપે જલ વા ભરાય
છાયા ન સુદ્ધાં ઊંચથી ખમાય! ૨૬
સ્હેજે અડાતાં અભડાઈ જાય
સચૈલ સ્નાને જ પવિત્ર થાય!
લોકો તણો મેલ જ ઉપડાય
સ્વપ્નેય બીજું ન કરી શકાય! ૨૭
સવર્ણથી જુલ્મ કરી શકાય
એનાથી શબ્દે નવ ઉચ્ચરાય!
ગીતા તણાં ગાન છતાં ગવાય!
ને શાસ્ત્ર બ્હાને સઘળું જ થાય! ૨૮

આ ઈશ્વર દ્રોહ સામે માનવ આત્મા કકળી ઊઠે છે કેઃ—

( ઉપજાતિ )

આ મૂર્ખતા! શાસ્ત્ર તણી અવજ્ઞા!
ઇન્સાન ઇન્કાર! [illegible] [illegible]!
આ ધર્મ? હિંસા! પ્રભુની ઉપેક્ષા!
વેદાન્તની થાય- તથાપિ ચર્ચા! ૨૯

આ દંભનું નાટક અહીં જ અટકતું નથી. આ ધર્મ અને ઈશ્વરના નામે ચાલતી ઘૃણા સામે જો કોઈ ઈશ્વરનો લાલ બંડ

જગાવે તો ધર્મ ખતરામાં છે, એ બ્હાને તેને પણ કચડી નાંખતાં માનવ ચૂકતો નથી. નરસિંહ મહેતાને એ અનુભવ કરાવેલો, પણ એ તોઃ—

( પ્રભાતિયું )

" અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ
જૂજવે રૂપ અનન્ત ભાસે."

—નો દ્રષ્ટા હતો. એટલે સમાજ તેની સામે ન ટકી શકયો. પણ હજી આ માનસિક તીવ્રતર હિંસા અને રિબામણી, માનવ સમાજમાંથી નામશેષ થઈ નથી અને આથી ઋષિ આત્મા કહે છેઃ—

( વસંતતિલકા )

રોકેટ તારું ગયું યદ્યપિ ચન્દ્રલોકે,
કાલે જશે શક નહીં કદિ શુક્ર લોકે;
આકાશ અંતર ઘટયાં પણ અંતરોનાં,
સ્હેજે ન અંતર ઘટયાં; ઋષિ લોક રોતા. ૩૦

આજે ઋષિઓ કેમ રુવે છે? કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

અભેદની મૌલિક શોધ અર્પી
આત્મા તણા; તો ય ન ભેદ દૃષ્ટિ
તારી ગળી મર્કટ? ભેદ વૃદ્ધિ
અભેદ ઓથે દિનરાત તેં કરી. ૩૧

વાણી વિષે તેં પરમેશ સંઘર્યો
આચારમાં ના લવલેશ ઊતર્યો;
વખાણ તેં સિદ્ધિ તણાં કર્યાં બહુ
ન સાધનાનું બલ સ્હેજ સંઘર્યું. ૩૨

અને આથીઃ—

ગોખી ખરી ચોપડી પાક શાસ્ત્રની,
મોઢે કરી પોપટશી બધી ખરી;
પરંતુ મીઠાઈ ન પેટમાં પડી—
ભૂખે મર્યો; માનવ! શાન ખોઈ! ૩૩

—જે કોઈ પુણ્યશ્લોક જીવ પૃથ્વીના તલ ઉપરથી આ માનવકૃત માનવઘૃણાને નામશેષ કરશે તે પ્રભુની કૃપાનું પાત્ર બનશે. કેમકેઃ—

( અનુષ્ટુપ )

પ્રાણીમાત્ર વિષે ગૂઢ કણિકા જગદીશની,
પ્રેમ પૂજા કરે તેની તે ભક્તિ શ્રેષ્ઠ ઈશની. ૩૪

જીવનભર અસ્પૃશ્યતાની રાક્ષસી સામે ઝઝૂમી હિન્દુધર્મની પરમ વિશુદ્ધિ માટે ઝઝૂમેલા આપણા રાષ્ટ્રપિતાના જીવનનો એક પાવન પ્રસંગ આના સમર્થનમાં સૂણીએ તે પહેલાં મૂળપદને જરા યાદ કરી લઈએ ને એકાદ રામનામની ધૂન મચાવી લઈએઃ—

इति पूर्वरंग

उत्तररंग

( અનુષ્ટુપ )

ઈશાવાસ્ય તણા દ્રષ્ટા દધીચિ ઋષિ રાયની,
દેહદાનતણી સાક્ષી વહે સાભ્રમતી નદી. ૩૫
પુણ્યસ્પર્શે મહર્ષિના વળી સત્સંગથી હશે,
પવિત્ર રેતી એ એની થઈ શ્વેત ગઈ હશે. ૩૬

એવી એ સાબરમતીને કિનારે કોચરબમાં એક સંતે પોતાનો આશ્રમ સ્થાપ્યો. કોણ હતો એ સંત ? કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

ધરા કે સૂર્ય કે ચંદ્રે કવચિત્ એવા નરોત્તમો,
પેખ્યા છે પુણ્ય પુંજેક–પંક્તિપાવન માનવો. ૩૭

ઉત્કૃષ્ટ ધર્મની મૂર્તિ સાક્ષાત્ જીવની એ હતી,
આત્મ દર્શન સર્વત્ર ઝંખતી જીવની હતી. ૩૮
સાગરે ધસતી જેમ ગંગોર્મિની પરંપરા
ક્રિયામાત્ર જતી જેની પવિત્ર ઈશાંગમાં. ૩૯
અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય તણી વળી
શૌચાદિ નિયમો કેરી મોમા જે જીવની હતી. ૪૦
દિવ્ય-જીવન-સૂત્રે એ મૂર્તિ, ભાષ્ય સમી હતી–
પ્રસન્નપદ ને તો યે ગૂઢથી ગૂઢ એ હતી: ૪૧
વેદના ઋષિ ને રામ, કૃષ્ણ, બુદ્ધ, ઈશુ વળી—
અજાતશત્રુનાં સત્વે પ્રભુએ પ્રતિમા ઘડી: ૪૨
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय—પ્રભુવાક એ થઈ છતી. ૪૩
મુક્તિ-અધ્વર-આચાર્ય; આર્યધર્મધુરંધર
પ્રિયંકર શશી જેવી તીર્થંકર હિતંકર. ૪૪
શિવ સુન્દર ને સત્ય ત્રિવેણી એ ધરા વહી
બૃહજ્જીવન અંધારાં પી જતી જ્યોતિ એ ઝગી. ૪૫

સંતે એ આશ્રમનું નામ પાડ્યું "સત્યાગ્રહ" આશ્રમ: કેમકે ત્યાં રહેનારે સત્યની ચોમેરથી પકડ સ્વીકારવી પડતી હતી. આશ્રમમાં:—

(અનુષ્ટુપ)

સત્ય આરાધના કાજે સેવાર્થે સત્યની તથા
વસ્યા કાર્યકરો સાથે ધીર એ રાષ્ટ્રના પિતા. ૪૬
ત્યાં રહી રાષ્ટ્રનાં કાર્યો લોક ઉત્થાનનાં તથા
ધર્મ ઉદ્ધારનાં પ્રેરી કરી—જાતે - કરાવતા. ૪૭
ધર્મ વર્ણ કુલ જ્ઞાતિ જાતિ પંક્તિ તણા નહીં
ભેદ તે આશ્રમે વર્તે. અહિંસા સત્યનો વ્રતી– ૪૮
માનવી ત્યાં વસે ત્યાંના નિયમો પાળવા ખુશી
હોય જે; મંગલા એવી મર્યાદા અંકિતા હતી. ૪૯

—અને આમ એ સત્યાગ્રહ આશ્રમ ચાલતો થયો. દેશ અને દુનિયાની નજર તેના ઉપર કેન્દ્રિત હતી—કેમકે—એ આશ્રમ કેવળ આશ્રમ જ ન હતો—એ તોઃ—

( અનુષ્ટુપ )

નવ જીવનની આશા નવ ચેતનની ઉષા
નવ વિશ્વ વ્યવસ્થાના શ્રીગણેશ તહીં થતા. ૫૦
રાષ્ટ્રની નવ આકાંક્ષા મુક્તિની વિજય ધ્વજા
સુકાયા રાષ્ટ્રના પ્રાણોતણી સંજીવની કથા. ૫૧

—અને એ આશ્રમમા શરૂઆતમાં લગભગ પચ્ચીસેક સ્ત્રી પુરુષો હતાં. બધાં એક રસોડે જમતા. એક જ કુટુંબ હોય એ રીતે વર્તવાનો પ્રયત્ન કરતાં અને રાષ્ટ્રપિતા જાતે જ નોંધે છે કેઃ—આશ્રમની હસ્તીને હજુ થોડા જ મહિના થયા હતા એટલામાં જેવી કસોટીની મને આશા ન હતી તેવી અમારી કસોટી થઈ કઈ કસોટી? તો કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

પત્ર ઠક્કર બાપાનો ગાંધીજીને મળ્યો સહી
વિગતે પત્રની ચોંકયા પિતા રાષ્ટ્ર તણા જરી ૫૨

એવું તે પત્રમાં શું હતું? તો કહે છેઃ—

( અનુષ્ટુપ )

કુટુંબ અંત્યજો કેરું દીન કિંતુ પ્રમાણિક
આશ્રમે વસવા ઇચ્છે અનુજ્ઞા જો, મળે તમઃ ૫૩

આટલી વ્હેલી પરીક્ષા થશે એવી ગાંધીજીને સુદ્દલ કલ્પના નહીં. સાથીઓને કાગળ વંચાવ્યો. તેમણે વધાવ્યો અને ધીર ગાંધીજીએ—

અનુષ્ટુપ )

નીતિ ને નિયમો પાળે કહી આશ્રમ વાસના
ભલે અંત્યજ એ આવે વાંધો નવ હશે જરા. ૫૪

—બસ, અનુજ્ઞા મળતાં થોડા દિવસમાં જ—

( અનુષ્ટુપ )

અને દૂદા તથા દાની લક્ષ્મી આશ્રમમાં પળ્યાં
આગતા સ્વાગતા પામ્યાં યોગ્ય આશ્રમ ધામમાં. ૫૫

વાત પવન વેગે લોકોમાં પ્રસરી. ગાંધીજીનાં આશ્રમમાં અંત્યજનો પ્રવેશ? મહાવિષ્ણુવને ત્યાં અસ્પૃશ્યને સ્થાન? કલ્પના જ અસહ્ય! પછી તો પૂછવું જ શું?

( અનુષ્ટુપ )

મિત્ર મંડળને લોકે મહા ક્ષોભ થયો છતો!
ઘણા ક્રોધ . અવજ્ઞાનો સમાજે અબ્ધિ ઊછળ્યો. ૫૬

લોકનો એક પક્ષ ગાજી ઊઠયોઃ—

રસાતલ ગયો ધર્મ

તો બીજાએ પડઘો પાડ્યો કેઃ—

અવતીર્ણ કલિ થયોઃ

તો છાતી કૂટતાં ત્રીજો પક્ષ બૂમ પાડી ઊઠયોઃ—

લાજી વૈષ્ણવતા આજે

તો ચોથો પક્ષ ઇચ્છવા લાગ્યોઃ—

જન્મી કાં ન મરી ગયો! ૫૭

એટલું જ નહીંઃ—

પેટ્રોલનો તરત નીર વિષે પ્રસાર
ધિક્કારનો ત્યમ થયો જનમાં પ્રચાર
હોકાર જબ્બર સમાજ ઉરે ઊઠયોને,
પોકાર ધર્મલયનો મચતો અપાર. ૫૮

અને અજ્ઞાન પરવશ જન-સમાજના આ પોકારમાંથી ગાંધીજી ઉપર તરેહ તરેહના આક્ષેપો થવા લાગ્યા. ધમકીના પત્રો આવવા લાગ્યા. ગલીચ પત્રોનો વરસાદ વરસવા લાગ્યો અને સૌથી ખરાબ તો એ કેઃ—

(ઉપજાતિ)

સહાયકોએ નિજની સહાય
સહાનુભૂતિ સહ બંધ કીધી
ચોમેરથી ને અફવા નવી નવી
વ્હેતી થઈ ને ધમકીય આવતી. ૫૯

(અનુષ્ટુપ)

બહિષ્કાર કરો આનો ખોદાતી ઘોર ધર્મની,
દાનવી માનવી પાકચો ધર્મરક્ષા કરો મરી. ૬૦

આ સમાજ વ્યાપી કોલાહલ અને ધાંધલે પણ ગાંધીજી તોઃ—

(અનુષ્ટુપ)

વર્ષાધારા સમી છોને શિખરે ગિરિવર્યની
નિન્દાધારા પડે તો એ અકંપ્ય ગિરિ ગાંધીજી. ૬૧

ગાંધીજીએ મક્કમતાથી સાથીઓને ઉદ્દેશીને કહ્યુંઃ—

(અનુષ્ટુપ)

બહિષ્કાર કરે લોકો જાશું અંત્યજ વાસમાં
મજૂરી કરી નિર્વાહ કરશું કિન્તુ ધર્મની- ૬૨
સાચી કાન્તિ વિષે રાચી સત્ય ધર્મ બજાવશું
ટળી જશું છતાં સત્ય ધ્વજાને ફરકાવશું. ૬૩
માનવી માનવી વચ્ચે ઘૃણા ધર્મ હશે નહીં
હાંસી એ પ્રભુની ક્રૂર ધર્મ ને ઈનસાનની. ૬૪

લોકો સાથે ઝઘડીએ નહીં. સત્યમાં દૃઢ રહીએ, અને વર્તન દ્વારા સત્યને પોતાનું પરાક્રમ અજમાવવા દઈએ. લોકો સારા જ છે. ભૂલ સમજશે એટલે શાંત પડશે. ભારે ધૈર્ય અને પ્રભુ વિશ્વાસે ગાંધીજી લોકના રોષ સામે અડીખમ ઊભા! અને આ બાજુ આશ્રમના ભંડાર ખાલી થવાના સમાચાર

મળ્યા. આવતે મહિને આશ્રમ ચલાવવા નાણાં નથી, એમ કોઠારીએ ચેતવણી આપી.

(અનુષ્ટુપ)

ભંડાર આપણા ખૂટ્યા, ખજાને પાઈએ નથી !
બે દિ' પછી બધાં ભૂખ્યાં, મરશું એ થઈ સ્થિતિ. ૬૫

ગાંધીજીએ તરત જ ધીરજથી જવાબ વાળ્યો કે:—

(અનુષ્ટુપ)

વિશ્વાસ સત્યમાં રાખો, સત્ય છે પરમેશ્વર,
વિશ્વંભર ન ભક્તોને ભૂલતો એ યકીન હો. ૬૬
શ્યામ સુંદર ભક્તોને, છેહ દેતો કદી નથી,
દૃઢ વિશ્વાસ હો વ્હાલાં, બે દિનો છે હજી નકી. ૬૭
સૌ રહો નિજ કર્તવ્યે દૃઢ સ્હેજ ચમો નહીં,
યોગક્ષેમ વહે વ્હાલો હજારો હાથનો ધણી. ૬૮

—અને આટલું કહી ગાંધીજી કર્તવ્યમાં પરોવાઈ ગયા અને એમ તે દિવસ તો પસાર થઈ ગયો—બીજો ઊગ્યો—ગાંધીજી સ્વયં લખે છે કે:—

(અનુષ્ટુપ)

સવાર પડતાં આવી બાળકે સૂચના દીધી
આવ્યા કો શેઠ બોલાવે તમોને બાપુ બ્હારથી. ૬૯

અને:—

ગયા મોટરની પાસે ગાંધીજી શેઠ બોલતા
આશ્રમે દાન દેવાની ઇચ્છા, લેશો કરી કૃપા ૭૦

અને ગાંધીજીએ કહ્યું:—

અવશ્ય આપશો તો તો લેવું, આશ્રમ ભીડમાં-
આજ કાલ રહે બંધો ! કબૂલાતે ન પાપ આ. ૭૧

શેઠ કહે:—

આ વેળા આવતી કાલે આપ આશ્રમમાં હશો
હા કહી બાપુએ ને તે શેઠ હંકારીને ગયો. ૭૨

નિયત સમયે બીજે દિને મોટર ભૂંગળું
વાગ્યું, ગાંધી ગયા બહાર શેઠે વંદન તો કર્યું. ૭૩
અને આશ્ચર્ય ! નોટોનું એક બંડલ હાથમાં
મૂકીને તે ગયા જેમ આવ્યા તેમ ન નામ કે- ૭૪
ઠામનો સ્હેજ ઉલ્લેખ. હજાર તેર રૂપિયા
ગણ્યા ગાંધી જને ખર્ચ એક વર્ષ તણો મળ્યો. ૭૫

કવિ ઠીક કહે છે કેઃ—

" હરિને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણી રે "—

અને વિજયની એ પળે ગાંધીજી નમ્ર થયા. સત્યના વિજયમાં પોતાને નિમિત્ત માત્ર માનવા લાગ્યા અનેઃ—

(અનુષ્ટુપ)

લોકોની દૃષ્ટિ બીડાઈ સાચા ધર્મ પ્રતિ ખુલી,
એકની આત્મવૃત્તિથી સંસ્કૃતિ ઉજળી થઈ. ૭૬
કરોડ સાત અસ્પૃશ્યો થયા હરિજનો વળી,
આર્ય ધર્મ તણી રક્ષા પ્રભુએ આમ આદરી. ૭૭
આત્મ દર્શન માહાત્મ્યે ઘૃણા તો જાય ઑગળી,
ચમત્કાર નહીં આ તો સત્યની વિજયી ઘડી. ૭૮

માટે જ શરૂમાં કહેવામાં આવ્યું છે કેઃ—

ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં
ગોવિન્દં ભજ મૂઢમતે !
ભજન નથી કો ભારે હરિનાં
સહજ થતાં જો સમજે....ભજ.
ઘટ ઘટ ધામ કર્યું વ્હાલાએ
સૌને મળવા કાજે,
અણુ અણુમાં છે એનાં થાણાં
જીવન મિલનનાં આણાં... ભજ

હરિ ૐ તત્ સત્

# —: શબરી :—

— પ્રિય માલતીને —

તું યોગિની; તું શ્રુતિ તુલ્ય પાવના;<br>
સ્વાધ્યાયની સિદ્ધિ સમી સુમંગલા;<br>
વિવેકનિષ્ઠા સમ ચારુ—ભાસિની;<br>
સમર્પણું હો રઘુવીર સંસ્મૃતિ.

**મંગલા ચરણ:—**

वक्रतुण्डमहाकाय सूर्यकोटिसमप्रभ ।
निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ॥

अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधु वर्त्मनि ।
सदान्तेवासि हृदये स्फुरतु श्री हरिर्गुरुः ॥

रामं योगीजनारामं आञ्जनेयहृदालयम् ।
वंदे संसारतप्तानां शान्ति दातृ हिमालयम् ॥

**સ્તવન:—**

ઘટ ઘટમાં તું રમતો રસમય નિરખું તને અયે રામ!
અનુકંપા હો એવી જેથી ત્વન્મય તારું જપું નામ.ઃ

**મૂળપદ:—**

મનવા! જપ રામનામને, મન મૂકી કર રામ કામને;
મરવું યદિ વિશ્વમાં સહી, સથવારો વિણ રામ છે કયહીં? ૧
દિન રાત જતાં અહીં વહી; અટકાવે નવ કોક એ ગતિ;
પળમાં પરિપૂર્ણ જિંદગી બનતીને તક જાય આ રૂડી; ૨
મનવા! ન મનુષ્ય આકૃતિ રળવા ભોગ તને કદી મળી,
નવ હીરક કાચ કિંમતે યદિ લાધ્યો જ ઉવેખવો ઘટે. ૩
ભજવા હરિને સુભાવથી રમવા રામ સમેત નેહથી,
તરવા ભય ને ભવાબ્ધિને મનખા દેહ મળી ગયો તને. ૪
યદિ રામ મળ્યો બધું મળ્યું યદિ ના રામ મળ્યું ન એ મળ્યું,
અયિ જીવ હરામ! રામની કર આરામ વિરામ બંદગી. ૫

**પૂર્વરંગ:—**

કરુણામય મૂર્તિ ભગવાન કહે છેઃ—

"सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्व पापेभ्यः मोक्षयिष्यामि मा शुचः ॥

અર્જુન! સૌ ધર્મો તજી મારા એકનો પાલવ પકડ. હું તને બધાંય પાપોમાંથી મુક્ત કરીશ. વ્હાલા! રખે શોક કરતો.

અને આ કૉલ કંઈ એકલો અર્જુનને થોડો જ છે? એ તો સૌને માટે છે કેમકેઃ—

( અનુષ્ટુપ )

સમસ્ત શ્રુતિની રાણી સર્વભૂતહિતૈષિણીઃ
નિમિત્તે પાર્થના ગાઈ શ્રેયપ્રેયવિધાયિની. ૧
ઘોર અંધારમાં માર્ગ જ્યોતિનો બતલાવતી,
ગીતા; વ્હાલા તણી વાણી દિવ્યને કરુણાભરી. ૨

અને આ વાણીનો ખૂબી તો જુવો! ભગવાનઃ—अहं त्वा सर्व पापेभ्यः मोक्षयिष्यामि—એમ કહે છેઃ सर्व दुःखेभ्यः એમ કહેતા નથી એમાં શી ખૂબી? તો કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

દુઃખનું મૂળ છે પાપ; પાપનું દુઃખ છે ફળઃ
દુઃખના મૂળને કાપે; કરુણા હરિની પરઃ ૩
તાત્કાલિક હરે દુઃખ સમર્થ કોક કોઈના
પાપહારી જ ફેડે તે, સઘળાં દુઃખ સર્વનાં. ૪

અને આથી કલ્યાણના ગરજુએ પ્રભુને શરણે સર્વભાવે જવું રહ્યું. પણ મોટે ભાગે માણસથી એવું થતું નથી. શું કારણ હશે? કવિ કહે છે કેઃ—

( ઉપજાતિ )

કોને ગમે ના સત સંગ રે'વું?
કોને ગમે કલ્પતરુ ન સેવવું?
સેતાનનો તો ય ન સંગ છૂટે
ઘણું ખરું બાવળને જ ભેટેઃ ૫

અને જુવોને—પેલો દુર્યોધન વકીલાત કરતો સંભળાય છે કેઃ—

जानामि धर्मं न च मे प्रवृत्तिः
जानाम्यधर्मं न च मे निवृत्ति ।
केनापि देवेन हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

અને પેલો ઉપનિષદ્‌નો ઋષિ પણ જાણે દુર્યોધન સાથે સંમત થતો હોય એમ ટાપશી પૂરે છે કેઃ—

एष हि एव साधु कर्म कारयति तं यं एभ्यः
लोकेभ्यः उन्निनीषति—

અને વળી ઉમેરે છે કેઃ—

एष हि एव असाधु कर्म कारयति तं यं एभ्यः
लोकेभ्यः अधोनिनीषति—

અને શ્રુતિ વાકય તો પ્રભુનું જ વાકયને ? તો એક બાજુ પ્રભુ જીવને પોતાને શરણે આવવાનું કહે છે તો બીજી બાજુ જાણે સ્વચ્છંદી સરમુખત્યારી ચલાવતો હોય એમ લાગે છે.

અને આ ઉપરાંત શ્રુતિદ્વારા જીવની પરતંત્રતા બતાવતો પ્રભુ વળી ગીતામાં તદ્દન જ બેજવાબદાર વાત ચલાવતો હોય એમ લાગે છે.

नादत्ते कस्यचित पापं न चैव सुकृतं विभुः ॥

તો પછી આ બધામાં સાચું શું? જીવની કયાંક ભૂલ છે કે શિવની કોઈ સરમુખત્યારી છે? નિર્ણય દેતાં કવિ કહે છે કેઃ—

( અનુષ્ટુપ )

વિચાર કરતાં લાધે જીવની ભૂલ કો ખરી;
શિવની શિવતા અંગે નથી સંશય—કાંકરી! ૬

કેવી રીતે? કવિ કહે છેઃ—

( ભુજંગ પ્રયાગ )

પરાધીન પ્રાચીન તે કર્મભોગે
કરોડો પ્રયત્ને નહીં ભોગ છૂટે.

નવાં કિન્તુ કર્મો કરે જીવ જ્યારે
સદા જીવનું પૂર્ણ સ્વાતંત્ર્ય ત્યારે. ૭

—આમ પ્રાચીન કર્મના ભોગે જીવ પરતંત્રઃ નવાં કર્મના આરંભે અને તેની કરવાની રીતે તે પૂરો સ્વતંત્ર. આથી કવિ કહે છેઃ—

(શિખરીણી)

કયું મારે માટે વિહિત કરવું, શું ન કરવું'–,
વિચારી લે પહેલાં, કરણ કઈ રીતે વળી ઘટે–
કરું સ્વાર્થી ભાવે અગર પરમાર્થે?–કર પછી
કર્યાં કેડે કર્મો શર સમ છુટે કર્તૃ કરથીઃ ૮

આ વાત તો બરાબર છે પણ શંકાને ક્યાં આરો? નવાં કર્મ કરતી વખતે પણ પ્રાચીન કર્મની વાસના તો પજવે જ ને? અનુભવ શું કહે છેઃ—

(અનુષ્ટુપ)

ગઈ કાલ સુધી જેણે સંસારી સુખ ભોગવ્યું
વ્રતી આજ બને તો યે કાલે એ વ્રત તૂટતું. ૯
બલિષ્ઠ વાસના પ્રેર્યો પડતો જીવ; ઇચ્છતો–
જવા ઊંચે છતાં; સાર આ સૌની અનુભૂતિનો. ૧૦

તો પછી આનો નિવેડો શો? કવિ કહે છેઃ—બરાબર પણ—

(અનુષ્ટુપ)

માતેલી વાસના કેરું ધીંગું સામર્થ્ય છે ખરું;
છતાં એ સત્યની સામે તેનું છે બળ પાંગળું. ૧૧

કેવી રીતે?—કારણ આપે છે કેઃ—

(અનુષ્ટુપ)

સત્યાનૃત મહાયુદ્ધે સદા અનૃત હારતું;
જૂઠ નિર્બળ ને પોલું સત્ય સામે ન ફાવતું. ૧૨

અને આથી જીવેઃ—

(અનુષ્ટુપ)

વાસનાવિજયી થાવા લેવાં શરણ સત્યનાં;
વિજયી બોલ છે આથી ગીતામાં પરમાત્મનાઃ ૧૩

અને સત્ય જ પરમાત્મા કે પરમેશ્વર છે. અને આજ વાત પ્રભુ પોતે પણ કહે છેઃ—

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥

પહેલાં માયા જ્ઞાન—ચોરી કરે છે. તેથી જીવ મૂઢ બને છે. તે કારણે આસુરી ભાવને શરણે રહે છે. પરિણામે તે દુષ્કૃતિ બને છે અને તેને લઈને એ પ્રભુને શરણે જઈ શકતો નથી. કેમકેઃ—

(ઉપજાતી)

કુકર્મ સેવ્યે વધતી કુબુદ્ધિ,
કુબુદ્ધિ પ્રેરે વળતી કુકર્મે;
કુકર્મ ને કુત્સિત બુદ્ધિ યોગે,
સદા રહે તે પ્રભુથી વિયોગે. ૧૪

અનેઃ—

સદૈવ જેને પ્રભુનો વિયોગ
બીજો ન તેના સમ દુઃખયોગ!
પીયૂષનાં સાગરમાં પડયો ને
છતાંય હાલાહલ ભોગવે તે. ૧૫

માટે માનવઃ—

શ્રદ્ધા અને ભક્તિ થતી પ્રપૂર્ણ
સત્કર્મ માંહે દિન રાત લગ્ન—
હો. સત્યના ચિંતનમાં નિમગ્ન
છે એક તે સત્ય સદા સમર્થ. ૧૬

અને આથી ભગવાન કહે છેઃ—

चतुर्विधा भजन्तेमां जनाः सुकृतिनोऽर्जुन !

અને આમ સત્કર્મનિષ્ઠા પ્રભુશરણે જવામાં પહેલું પગથિયું છે. સત્કર્મનો પ્રભાવ વર્ણવતાં કવિ કહે છેઃ—

( ભુજંગી )

સુકર્મો વતી સત્ત્વની શુદ્ધિ થાતી
અવસ્થા સમાધિ સ્વયં સિદ્ધ થાતી;
થતી કલેશના વૃન્દની પૂર્ણ હાનિ
મળે સચ્ચિદાનન્દની એક લ્હાણી. ૧૭

તો સૌ સત્કર્મનું એક સત્કર્મ કયું? તો કવિ કહે છે કેઃ—

( ઉપજાતિ )

તમામ સત્કર્મ મહીં ય ભક્તિ—
સદૈવ મૂર્ધન્ય ગણાયઃ મુક્તિ—
સમર્પતી ભુક્તિ અને વિરક્તિ
આનન્દધાત્રી પ્રભુપાદસક્તિ. ૧૮

અને આ ભક્તિ એટલે? ભક્તિ એટલે પ્રેમ! પ્રભુ પ્રત્યે અખંડ પ્રેમ એટલે જ ભક્તિ અને એ પ્રેમલક્ષણા ભક્તિનું સ્વરૂપ શું?—લક્ષણ છેઃ—

तत्सुखसुखित्वं प्रेमलक्षणम् ॥

પ્રેમપાત્રના સુખે સુખી થવાની ખાનદાની તે પ્રેમ અને આનો અર્થ એ કેઃ—

( ઉપજાતિ )

પ્રેમી તણી અસ્તિ ગતિ પ્રવૃત્તિ—
પ્રેમાર્થ; એમાં નવ સ્વીય અસ્તિ
રતિ—કૃતિને મતિ વૃત્તિ સંસ્મૃતિ
તદર્થ; પોતા તણી પૂર્ણ વિસ્મૃતિઃ ૧૯

એવી ભકિત ભાગવતકાર કહે છે તેમઃ—

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभावात् ।
करोति यद्यत् सकलं परस्मै
नारायणायेति समर्पयेत् तत् ॥

અને આવાં સમર્પણ જ્યારે સહજ–અખંડ–નિષ્કપટ અને નિરાશભાવે થાય છે ત્યારેઃ—

( ઉપજાતિ )

અમાયના શુદ્ધિ નિજી પ્રભુ થકી;
સમર્પણે તે અકળાઈ ઊઠતી–
કાન્ત સ્વરૂપી રસરાજ મૂર્તિ
બહારને અંતરમાં થતી છતી! ૨૦

અને ત્યાર બાદ—કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

અને પછી શું બનતું ન જાણું
વેદોય જાણે નવ; ક્યાંથી જાણું?
પરંતુ આવા પ્રભુ—ભક્ત કલ્પતાં
વહે અહો! અંતર અશ્રુધારા ૨૧

પ્રભુની આવી એક મહાભક્તાનું—શબરીનું ચરિત્ર સુણીને પાવન થઈએ તે પહેલાં જરા મૂળપદને યાદ કરી–પ્રભુના નામની એકાદ ધૂન કરી લઈએ.

॥ इति पूर्वरंगः ॥

॥ *अथ उत्तर रंग* ॥

( અનુષ્ટુપ )

હતી રાજકુમારી એ શુભા; વીરમનોહરા;
ભિલ્લરાજ તણી નામે શબરી સ્મૃતિમંગલા. ૨૨

લાડકી પિતરોની એ એકની એક કન્યકા:
કુંળાં રેશમશાં પામી હેત પુત્ર સમોવડાં. ૨૩
શૈશવે જ મળ્યાં તેને મતંગ ઋષિ આશ્રમે,
શુભ સંસ્કારનાં દાન આર્ષ તે દંપતી કને ૨૪
કાયા ભિલ્લ તણી તો યે આત્મા રાજદુલારીનો
સત્પ્રસંગે બન્યો, વૃત્ત—શ્રુતિ—સંપન્ન વિપ્રશો. ૨૫
યોગભ્રષ્ટ હતો આત્મા પ્રતીક્ષા કરતો હતો
પ્રબોધ પળની; આથી તત્કાળ રમતો હતો. ૨૬
અશ્વારૂઢ થઈ જાતી એકલી એ ધનુર્ધરા;
મૃગયા રમવા કાજે વિપિને શૌર્ય—દુર્ધરા. ૨૭
રમે હરણની સાથે નાગને ય વળી દમે
ઝનૂની તો ય એ સૌમ્યા વનમાં સહુને ગમે. ૨૮

આવી હતી એ શબરીઃ અને જોતજોતામાં કવિ કહે છે કે—

(અનુષ્ટુપ)

વીતાવી કન્યકા કાળ યૌવનદ્વાર એ ઊભી;
હેમન્તશ્રી જતાં જાણે વાસન્તીશ્રી થઈ છતીઃ ૨૯

અને એ કાળમાં તો કુદરતી રીતે જ શબરીઃ—

(ઉપજાતિ)

અદમ્ય ઉત્સાહ; અપૂર્વ માધુરી;
અસહ્ય તારુણ્ય; અતર્ક્ય ભા—ભરી;
મનોજ્ઞ જાણે વનદેવતા સમી;
અવ્યાજ ભાવે રુચિરા મનસ્વિનીઃ ૩૦

આવી દીકરીને જોઈને કુદરતી રીતે જ માતાપિતા તેને પરણાવવાની ચિંતા કરવા લાગ્યાં. આપણાં સમાજની અંદર એક વિચિત્ર અને અક્ષમ્ય માન્યતા ઘર ઘાલી બેઠી છે કેઃ—

( અનુષ્ટુપ )

ગણાતી સાપનો ભારો કુંવારી કન્યકા ગૃહે,
પારકી જો બની જાય ચિન્તા માબાપની શમે. ૩૧

આ માન્યતા અક્ષમ્ય છે કેમકેઃ—

( અનુષ્ટુપ )

સિવાય ભોગની દૃષ્ટિ ઉચ્ચ દૃષ્ટિ ન કેળવી—
સ્ત્રી વિષે; ને સમાજાત્મા નીચતામાં ગયો બૂડી ! ૩૨
આ સ્થળે માનવી તારો ઇતિહાસ ન ઉજળો,
દિવ્યતા ભવ્યતા સ્ત્રીની પૂર્ણ ના નીરખી શકયો ! ૩૩

પરંતુ શબરીનુ ઘડતર તો જરા જુદું હતું. એની ખુમારી જ જુદી હતી. કવિ કહે છેઃ—

( ઉપજાતી )

સર્જાઈ એ તો બનવા પ્રભુની
કયાંથી બને તે પછી માનવીની ?
સાચી સગાઈ પ્રભુ સાથ સોહતી,
સૌની; છતાં છે બલિહારી મોહની. ૩૪

માતા પિતાએ પ્રસ્તાવ મૂકયો ત્યારે તેણે વિનયપૂર્વક પણ દૃઢતાથી કહ્યુંઃ—

( ઉપજાતિ )

મને ગમે ના તમ વાત હૈયે—
જાણું નહીં કેમ; પરંતુ ના ગમે—
પરાઈ શાને કરવા મને તમે—
તૈયાર–કે'તાં નયનાશ્રુ ઊભરે. ૩૫
પોકારતો બંડ સમસ્ત આત્મા,
પ્રસ્તાવ સામે અયિ માત ! ઓ પિતા !
બનું નહીં હું કદી માનવીની,
સતાવશો મા, દઉં આણ ઈશની. ૩૬

અને કવચિત્ માતા પિતાને કહેતીઃ—

( ઉપજાતિ )

ન ભોગથી શું રમણીય યોગ ?
ભોગે રહ્યા શું નવ છન્ન રોગ ?
ભોગે વસે શું નવ ભાવિ શોગ,
છતાં ય ભોગે મશગૂલ લોક !! ૩૭

અને બિચારાં માતાપિતા ! આવી વાતોમાં તેમને શો રસ ? કરોડો જીવોની માફક જ તેઓ તો જીવતાં હતાં અને શબરી તો સંસ્કારી હતી અને તે ઉપરાંતઃ—

( ઉપજાતિ )

સત્સંગ સંસ્કાર નિરર્થ ના જતો
ભલે થઈ સુપ્ત દબાઈ રે'તો;
નિમિત્ત તેને મળતાં થતો છતો,
અનન્ત શોક—સ્થલીમાં બચાવતો. ૩૮

આમ દિવસો તો વીતતા હતા અને અંતે એક દિવસ શબરીનો અંતરાત્મા ઉદ્વેગથી કકળી ઊઠ્યો કે.

(ઉપજાતિ)

અરે નકામી કયમ જિંદગી જતી ?
પ્રભુ તણી તું, પ્રભુની ન કાં થતી ?
મતંગના આશ્રમમાં બધું તજી
ન કાં જતી ? તું પ્રભુ પંથ સોહતી. ૩૯

આત્માના આ અવાજને તે ઠેલી ન શકી. ભારે મુશીબતે માતાપિતાની મંજૂરી મેળવીને તે છોકરીઃ—

(ઉપજાતિ)

પ્રકાશનો પંથ અદીઠ શોધવા
પળી મતંગાશ્રમ શુભ્રનિશ્ચયા;
જતી નિહાળી સહુ દેવ ઉચ્ચર્યા,
"स्वस्त्यस्तु मांगल्यमथास्तु सर्वथा." ૪૦

અનેઃ—

કરી રહી શું ? કયમ ? કયાં જઈ રહી ?
કશુંય તે અંતર ના શકયું લહી;
જતી હતી; કૌક અદશ્ય પ્રેરતું—
પ્રગાઢ શાંતિ, ઉર તેજ, રેડતું. ૪૧

અને આવતી એવી તે શબરીને જોઈને ભાવિતાત્મા ઋષિ બોલી ઊઠયાઃ—

અનુષ્ટુપ )

આવતી મુજ આ શિષ્યા પુણ્યાત્મા ભાવિ મંગલા
પ્રતીક્ષા—યોગ—નિષ્ણાતા, થશે એ રામ-દર્શના. ૪૨

અનેઃ—

મહાભાવે ઋષિ ડૂબ્યા ગૂઢ કૈં યાદ આવતાં
શબરી ભાવિ કલ્યાણ પેખતાં અશ્રુ આવતાં. ૪૩

અને એટલામાં તો શબરી પણ આવી પહોંચી અનેઃ—

( અનુષ્ટુપ )

ગુરુદેવ તણા પાદપદ્મે પ્રેમવતી નમી
આપ મેળે સરી તેની આંખથી અશ્રુની અમી. ૪૪

તથા સામેથીઃ—

ઉદાર વિપ્રનો આત્મા સામી વર્ષાવતો ઝડી
આશીર્વાદ તણી ધારા અભ્ર શી વરસાદની ૪૫

અને ગુરુદેવનો આત્મા બોલી ઉઠયોઃ—

( ઉપજાતિ )

બેટા ! કરું સ્વાગતઃ સર્વ જાણું
તારા વિષે; યોગવતી પ્રમાણ્યું,
તારું મહા ઉજ્જવળ ભાવિ માનું—
उदेष्यति ते शुभभाग्य-भानुः ૪૬
ભાવાર્દ્ર શબ્દો ગુરુદેવ કેરા
ઉદાત્ત ભાવો જગવે અનેરા;
શ્રદ્ધા અને ભક્તિ ઉજાળનારા
ઊંચે જવા શક્તિ સમર્પનારા. ૪૭

ગુરુદેવે શબરીને પ્રેમથી આવકારી. ગુરુદેવના બોલે અને હાજરીએ તેના આત્મામાં પહેલી પળે શાન્તિ જાગી. તેના અંતરને ખાત્રી થઈ ગઈ કે અહીં જ મારો ઉદ્ધાર છે અને બીજે દિવસે ગુરુદેવ પાસે જઈ કહેવા લાગીઃ—

(અનુષ્ટુપ)

ભગવન્! શરણે આવી ઉદ્ધાર પથ દાખવો
જ્યોતિ માર્ગે કરું યાત્રા આપની આશિષો હજો. ૪૮

અને એક યુવાન છોકરીનો મંગલભાવ જાણી દ્રવીભૂત થયેલું ગુરુદેવનું અંતર બોલી ઊઠ્યુંઃ—બેટા શબરી!—જોઃ—

(ઉપજાતિ)

વિકારલીલા સ્થલી છે યુવાની
છતાંય તારી સ્થિતિ નિર્વિકારી,
કર પ્રતીક્ષા રઘુવંશ—વીરની
તદર્થ વર્તી કર ધન્ય જીવની. ૪૯
શ્રી રામનું તું જપ નામ ભાવથી;
શ્રી રામનું તું ધર ધ્યાન ચિત્તથી.
શ્રી રામનું તું કર કામ વ્હાલથી;
શ્રી રામની તું બન સર્વ ભાવથી. ૫૦

અને આશીર્વાદ આપતાં કહ્યું કેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

મેઘ શ્યામ છવિ, પ્રમોદમધુરી, કારુણ્યની નિર્ઝરી;
કોટિ મન્મથ મન્મથા; રસમયી; લાવણ્યલીલાસ્થલી
મૂર્તિ પ્રેમમયી; મનોજ્ઞ લહરી સચ્ચિત્સુખાંભોધિની
અંતર્ગૂઢ—ભવ—વ્યથા—પ્રશમનીઃ હૈયે હજો રામની. ૫૧

અને આટલું બોલતાં અને સૂણતાં ગુરુ અને શિષ્યા—બન્નેનાં અંતર સમાધિમય થયાં અને ત્યાર બાદ ગુરુ આજ્ઞાથી શબરી આશ્રમમાં રહી તેમના કથનાનુસાર સેવા કરવા લાગી અને સેવા દ્વારા તેનો—

(ઉપજાતિ)

વિશુદ્ધ આત્મા વધુ શુદ્ધિ પામ્યો
રહ્યો સહ્યો સૂક્ષ્મ વિકાર શામ્યો;
વિશુદ્ધ સોનું વધુ શુદ્ધ થાતું
સુતીવ્ર જો વહ્નિ વિષે તવાતું પર

અને એક દિવસ ગુરુજીએ શિષ્યાને બોલાવી અચાનક કહ્યું:—

(અનુષ્ટુપ)

તપો—જર્જર આ કાયા ટકશે વધુ ના હવે
થોડા સમયમાં બેટા! ચિર નિદ્રા વિશે જશે— ૫૩
શ્રદ્ધાધની થજે બેટા! સમર્પણ—પરાયણા,
નિષ્ઠા અચલ હો તારી થશે દર્શન રામનાં— ૫૪

અને ત્યારબાદ થોડા જ વખતમાં મહાત્મા મતંગે અને તેમની ધર્મપત્નીએ કાયા છોડી—અને હવે શબરી તોઃ—

(અનુષ્ટુપ)

એકલી ને અટૂલી તે યાત્રી અજ્ઞેય પંથની—
શ્રદ્ધા દીપ ધરી હૈયે અંધારાં વીંઝતી હતી. ૫૫
મઢૂલી એક પોતાની એકાન્ત સ્થલમાં રચી
વૃક્ષ કુંજે નદી તીરે સાદી તોય કલામયી. ૫૬
વસી તેમાં પ્રતીક્ષા તે શબરી રામની કરેઃ
અધીર હૃદયે નિત્ય પ્રેમધ્યાનમયી બને. ૫૭

અને હવે તો કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

અપૂર્વ પ્રેમે નિત રામ ચિન્તને
વ્યુત્થાનનાં ભાન બધાંય ભૂલે
ક્રિયા. બધી રામ મયી બને ને,
હે રામ! હે રામ જ રોમ રોમે. ૫૮
જરૂર આજે મુજ રામ આવશે
પ્હેલો જ સંકલ્પ ઉરે સ્ફુરે એ;

અને પછી સ્વાગત કાજ રામના
આરંભતી દૈનિક એ નિજ ક્રિયા. ૫૯
વાળી ઝુડીને કરતી સફાઈ
મઢૂલીને આંગણુની સિંચાઈ
રામાર્થ તે આસનને બિછાવે,
વળી વિચારે વળી તે ઊઠાવે. ૬૦
બીજી રીતે આસન ગોઠવેને
પુનઃ સુધારે; નવ તોરણોથી
સજે મઢૂલી; વન પુષ્પ લાવી
હારો ગ્રથે ને ફળ મૂળ કંદ– ૬૧
તૈયાર રાખે; વખતે સવારી–
આવી ચડે, ચંદન નીર લાવી–
મૂકે, જરાએ નવ વાર લાગે–
કદાચ આવે મુજ રામ આજે ! ૬૨
પાદો પખાળું; મુજ રામ ભાલે
અર્ચા કરું ચંદનની; ચડાવું
વ્હાલા તણાં હું ચરણે ફુલોને
ફ્ળો ધરાવું; નજરે નિહાળું— ૬૩
એકીટશે; ને નયને વહાવું
પ્રેમાશ્રુની ધાર; અને પછીથી
ઢળું પ્રભુના ચરણે સદાની
ગંગા સમી સાગરશાંત થાઉં ૬૪

અને આમ શબરી, કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

કરે પ્રતીક્ષા ઉર રોજ રોજ
ફળે નહીં જે દિન થાય ફોક;
અનન્ત માર્ગે વણ રોક ટોક
છતાં પળે; ના ઉર દાહ શોક. ૬૫

આજે નહીં તો આવતી કાલે તો જરૂર મારો રામ આવ્યા વિના નહીં રહે–એ શ્રદ્ધાએ શબરી આજની નિરાશાને આવતી કાલની આશામાં ફેરવી નાંખતી. હતાશ ન થઈ અને કવિ કહે છે કેઃ—

શ્રી રામ રામ રઘુનંદન રામ રામ
શ્રી રામ રામ સુરનંદન રામ રામ
શ્રી રામ રામ ભવભંજન રામ રામ
શ્રી રામ રામ ભવકૃન્તન રામ રામ ૬૬

—દિનરાત આ જાપ ચાલતો રહ્યો છે! અખંડ પ્રતીક્ષા યોગ છે. અને જોતજોતામાં તોઃ—

( અનુષ્ટુપ )

તરંગો સમ પાણીનાં વરસો ઝડપે વહ્યાં
ઉષા, મધ્યાહ્ન ઓળંગી, સંધ્યાએ બનતી નિશા; ૬૭
પ્રતીક્ષા યોગિની આજે વૃદ્ધા એ શબરી બની
છતાં આવ્યાં નહીં રામ ઉદાસ સહેજ એ થઈ;
સાંઠ સાંઠ વહ્યાં વર્ષો વાટ મેં જોઈ રામની
નહીં મંજૂર વ્હાલાને પછી શું કાય કામની? ૬૮

અને આવો ધૈર્ય ભંગ થતાં તેનું સમગ્ર અસ્તિત્વ ધ્રૂજી ઊઠયું અનેઃ—

( અનુષ્ટુપ )

વિચાર આવતાં આવો મુક્ત કંઠે રડી પડી;
અનેઃ—
અંતરે રામની મૂર્તિ એકાએક થઈ ખડી. ૬૯
મંગલ મૂર્તિ એ ભાળી સમાધિ ભાવમાં ઢળી
અલૌકિક થયો કિન્તુ સ્પર્શને ચેતના ચડી. ૭૦

અને બાહ્ય ચેતન આવતાં આંખ ઉઘાડીને સામે જુવે છે તોઃ—

( શાર્દૂલવિક્રીડિત )

મેઘશ્યામ છવિ, પ્રમોદ મધુરા; કારુણ્યની નિર્ઝરી
કોટિ મન્મથ મન્મથા; રસમયી; લાવણ્ય લીલા સ્થલી;

મૂર્તિ પ્રેમમયી; મનોજ્ઞ લહરી સચ્ચિત્સુખાંભોધિની
અંતર્ગૂઢ—ભવ—વ્યથા—પ્રશમની, સામે ઊભી રામની. ૭૧

—અને ભગવાનની એ મંગલ મનોહર મૂર્તિ જોતાં જ

(ઉપજાતિ)

સર્વાત્મભાવે શબરી ઢળી પડી
રામાંઘ્રિ-પદ્મે પ્રણયાશ્રુની ઝડી
ઝરી; અને તે કરૂણામયી છવિ
શ્રી રામનીયે વળતી રહી ઝરી. ૭૨

અને જીવનની એ ધન્ય ઘડીએ રામે શબરીને કહ્યું:—

(અનુષ્ટુપ)

ધન્ય મા! ધન્ય આ તારી પ્રતીક્ષા—યોગ—સાધના
ખેંચાઈ પ્રેમથી આવ્યો બોલ છે કંઈ કામના! ૭૩

અને શબરી કહે:—

રહો ઊભા પ્રભો સામે પ્રાણ પુષ્પવતી કરું
આજ હું પ્રેમથી પૂજા; આપની ને અહીં શમું. ૭૪

આટલું બોલતાં તો શબરી:—

(ઉપજાતિ)

સમાધિયોગે સહજાત્મભાવે
સ્વાત્મા ચડ્યો રામ તણા પ્રભાવે;
રામ સ્વરૂપે ક્ષણમાં વિલીન
સાક્ષાત્ થતો દિવ્ય મહાકુલીન. ૭૫

અને શબરીનો આત્મા રામમાં મળતાં—

(ઉપજાતિ)

શ્રી રામની કાંતિ સમૃદ્ધ થાતી!
સ્વરૂપ શોભા વધતી જણાતી!
ન વિશ્વમાં મંગલતા સમાતી!
અમર્પણાનન્દ વતી ફુલાતી. ૭૬

આમ—અમર્પણ ભર્યા પ્રતીક્ષા યોગે શબરી ધન્ય થઈ. આપણે પણ એ ધન્યતા અનુભવવા મૂળ પદને સ્મરી એકાદ ધૂન કરી—અસ્તુતમ્ કરીએ.

"હરિઃ ૐ તત્ સત્"

# દધીચિ

ચિ. પ્રિય બેન ડૉ. સરલાને—

સ્વનામધન્યે ! સરલે ! કૃતજ્ઞ
પરોપકારવ્રત દિવ્યધારિણી !
શ્રેયોર્થિની તું શુચિભાવમગ્ને !
સમર્પણે આ સ્ફુરતી કૃતજ્ઞતા.

મંગલાચરણ :

वक्रतुण्ड महाकाय सूर्यकोटिसमप्रभ ।
निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ॥ १ ॥
अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधु वर्त्मनि ।
सदान्तेवासिहृदये स्फुरतु श्री हरिर्गुरुः ॥ २ ॥
वन्दे स्वरुपदातारं भगवन्तं हरिं परम् ।
उदारं भवकान्तारकुठारं करुणाकरम् ॥ ३ ॥

સ્તવન :

જેનાં દાન પ્રચારે સચરાચર જીવે બધાંય સંસારે:
દાનેશ્વરનાં ચરણે નમન કરું એ એક ઉદ્ધારે.

મૂળપદ :

કૃપણ અરે! ઓ મનવા! સુણને વાત કરું હિતકારી;
શાને સંઘરતો કણકણને! વાત વિપતની ભારી. ૧
તારી પાસે તારું ગણતો ઝૂંટવીને લઈ લેશે
રતિ ભર સોનું પણ ના રાખે કાય દિગંબર બળશે. ૨
અંતે બળજબરીથી છોડે નવ એ શોભા તારી
ત્યાગ કર્યાની નવ કાં લૂંટે મોજ નહીં જે ખૂટે! ૩
પ્રાણ છતાં તું શિખને દેતાં દેવામાં સુખ ભારી
દેતાં બનશે જ્યારે ખાલી ફુટશે દેવ—ખુશાલી. ૪

પૂર્વરંગ :

ઉપનિષદ્‌નો ઋષિ કહે છે:—

"को हि एव अन्यात्? कः प्राण्यात्? यदेषः आकाशः आनन्दो न स्यात्?–કોણ જીવત? કોણ શ્વાસોચ્છ્‌વાસ લેત? જો આ ચેતન પરમાત્મા આનંદ સ્વરૂપ ન હોત તો?

અર્થાત્ જ અહીં સૌને જીવવાનું ગમે છે, કેમકે અહીં આનંદ છે. છે એવો આનંદ સુલભ ન હોય એ બને—પણ જીવન આનંદમય છે એ નક્કી. કાર્યમાં કારણના ગુણો ઊતરે જ. જગત અને તેના પદાર્થો કાર્યો છે. એનું કારણ છે પરમાત્મા અને તે પરમાત્મા તો—

आनन्दमयः अभ्यासात्

—આનન્દમય છે એમ ઉપનિષદોનું હાર્દ વ્યક્ત કરતાં વ્યાસજીએ કહ્યું છે અને એ આનન્દ પણ ભૂમા આનન્દ માંડીને તે ભૂમા આનન્દ સુધીના હોય છે. અને ભૂમાનો આનન્દ જ પ્રાપ્તવ્ય છે. તો એ ભૂમાનન્દને—કઈ રીતે તારવવો? કસોટી રજૂ કરતાં કવિ કહે છેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

આત્માનન્દ સદૈવ એક રસઃ ને, ન ક્ષીણ કો દિ' થતો;
આત્માનન્દ ઉપાધિ વર્જિત; વળી વત્તો ન ઓછો થતો;
આત્મા છે સુખ રાશિ; અન્ય સુખનો આત્મા જ મૂળે ઝરો
આત્માનન્દ નવો નવો; નવ કદી વાસી વિકારી થતો. ૧

તો આત્માનો આવો આનન્દ આપણને કેમ નથી મળતો? જિજ્ઞાસુ કવિ શંકા કરે છે કેઃ—

(ઉપજાતિ)

આનન્દનો સાગર ઊછળે છતાં
જીવાત્મમાં એ ઠલવાય કેમ ના?
કયો નડે છે અવરોધ—જેથી—
આનન્દનો વારસ દુઃખ દુઃખી? ૨

જાતે જ શંકાનો ઉત્તર વાળતાં કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

આનન્દને તે અટકાવનારાં-
રોધો કહ્યા છે ત્રણ; વારનારા-
સુખાત્મતાને અકળાવનારાં-
દુઃખો તણાં વૃન્દ વધારનારાં. ૩

તો આત્માનન્દને ખાળનારા એ ત્રણ રોગો કયા છે? કવિ ઉમેરે છે કેઃ—

(અનુષ્ટુપ)

"કામ ક્રોધ અને લોભ નરક દ્વાર એ કહ્યાં;
નોતરે નાશ આત્માનોઃ ધીરે તે તજવાં રહ્યાં." ૪

તો એ ત્રણુ રોગોને દૂર કરવાનો શો ઉપાય ? બતાવે છે કેઃ—

(અનુષ્ટુપ)

અસંકલ્પે જીતે કામઃ ક્રોધને કામ ત્યાગથી;
પખાળે લોભને દાનેઃ શ્રેયનો પંથ આ નકી. ૫

અર્થાત્ કામ–ક્રોધ અને લોભના ત્યાગે આત્માનંદ પ્રગટે છે. તે પૈકી લોભને ધોનારા દાનનું–ત્યાગનું માહાત્મ્ય જોઈએ. દાન દ્વારા લોભનું આવરણુ તૂટતાં આત્માનન્દ ધસી આવે છે. અને આથી દાનનો મહા મહિમા ગાતાં વિચારકો થાકતા જ નથી. ભગવાન વેદ કહે છેઃ—देहि मे ददामि ते–મને દે –હું તેને દઉં જ છું. અને પરમાત્માના દાન અંગે તો ઋષિનો એકરાર છે કેઃ न किः इन्द्र ! न दादित्ति–કોઈ કહી શકે એમ નથી કે મને ને પરમાત્માએ કશું આપ્યું નથી. અને પરમાત્મા આનન્દમય છે કેમકે તે મહા દાનેશ્વરી છે. ક્યાં પાર છે તે મહાદાનીનાં દાનનો ? કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

ગોદમાં સર્વ ભૂતોને હૂંફ દેતી વસુંધરા–
માતાશી પ્રેમની મૂર્તિ–દાન છે પરમેશનાં: ૬

અને તે ઉપરાંત—

તૃષાને વારતી, તૃપ્તિ દેતી આ જલદેવતા–
રસાળ હેતનાં જેવી – દાન છે પરમેશનાં. ૭

અને વળીઃ—

હુંફાળી જીવનત્રાતા, સૂર્યાદિ જ્યોતિ દેવતા–
દીપે આભ અટારીએ– દાન છે પરમેશનાં. ૮

અને—

સર્વત્ર ઘૂમતી સન્ત સમી આ વાયુદેવતા–
ભૂતોના પ્રાણની ધાત્રી—દાન છે પરમેશનાં ૯

અને—

અવકાશ સદા સૌને અર્પતી વ્યોમ દેવતા;
ઉદારાત્મા સમી સોહે—દાન છે પરમેશનાં. ૧૦

–અને એ મહાદાનીએ તો દાન દેવામાં હદ કરી–દેવાની મઝામાં તો એણે, કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

સચરાચરમાં દેવે દીધાં દાન સ્વરૂપનાં;
"विभाति" શબ્દમાં નોંધ્યા શ્રુતિએ દાન દેવનાં. ૧૧

અને એ કારણે કવિ ઉમેરે છે કેઃ—

દેતાં દેવ થયો ખાલી—સંજ્ઞા નિર્ગુણ મેળવીઃ
એ શોભા વર્ણવ્યે થાકી શ્રુતિ યે દેવદેવની. ૧૨

અને આથી કવિ વિધાન કરે છે કેઃ—

(ઉપજાતિ)

આનન્દ પ્રાકટ્ય સમર્પવામાં
વળી તિરોધાન અદાતૃતામાં;
સ્વરૂપ આનન્દ નિમગ્ન થાવા
સદાવતી હો પ્રિય ! અર્પવામાં.

અને આમ માણસ કંઈ દાન નથી દેતો એમ પણ નથી. દે છે. પણ દાન દેવાની રીત, પાત્ર–વસ્તુ વગેરેનો વિવેક એણે કરવો રહ્યો છે. કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

દાતા કરે ના ઉપકાર દાને—
લેતો યદિ તે–ન વિશેષતાએ;
વિના જરાએ ઉપકાર ભાવે
દેવું ઘટે દાન પ્રસન્નતાએ. ૧૪

ઉપરાંત—

ન વા ગણત્રી ફલની કદીએ—
શોભે; મનઃ ક્લેશ ત્રિકાળ મધ્યે;
ન વા તિરસ્કાર અવજ્ઞતા વા
દાતા વિષે સ્વપ્ન વિષેય સોહે. ૧૫

અને આ કારણે કવિ વિનવે છે કેઃ—

આનન્દથી માનવ અર્પ સર્વદા
ત્યાગૈકમૂર્તિ તુજ આત્મદેવતા;

મર્યા પછી ના, પણ જીવતાં છતાં
સુસ્વાદ લેવા નિજ ત્યાગિતાનો. ૧૬
રીત કહી–હવે આપવું શું? નિર્ણય દે છે કે.—
(ઉપજાતિ)
લેતો બધું તું, સઘળું સમર્પ
અદેય ના વસ્તુ ઉદાર અર્થ;
સ્વકીયમાંથી મમતા ઊઠાવ
મહાન છે દાન મમત્વ દાન. ૧૭

પણ આટલી મીમાંસા અધૂરી છે. દેશ–કાળ–પાત્ર વગેરેનો વિચાર કરીને દાન દેવું ઘટે છે. ભગવાનનો બોલ છે કેઃ—
—"देशे काले च पात्रे च"—
તો શાસ્ત્ર વચન કેમ ઉથાપાય? જો ઉથાપીએ તો—

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

—ના ઠપકામાં આવીએ–તો પછી?–
(અનુષ્ટુપ)
કયા દેશે કયા કાળે કયાં પાત્રે સમર્પવું?
વિચારી આ બધું પૂર્ણ પછી વિમલ વર્તવું. ૧૮

અને વિચારકે તો સૌથી ઊંચું વિચારવું ઘટે. કહે છેઃ–
(વસંતતિલકા)
દેશાદિનો યદિ વિવેક કરે સુધર્મ્ય.
સૌથી પછી વિહિત તે કરવો સુરમ્ય;
સૌ પાત્રમાં પરમ પાત્ર પ્રભુ પ્રમાણ
સૌ દેશ–વસ્તુ–સમયે હરિ વિદ્યમાન! ૧૯

અને આથીઃ—
(ઉપજાતિ)
સમસ્ત ફેરાં વરસાદ કેરાં
પડી ધરાએ વહતાં સમુદ્રમાં;

करोमि यद्यत् सकलं तथैव
तस्मै परस्मै वहऔ समस्तः २०

ઉપરાંત ખુદ ભગવાનની માંગ છે કેઃ—

यत् करोति यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत् तपस्यसि कौन्तेय ! तत् कुरुष्व मदर्पणम् ॥

—અને ભગવાન વેદે તો કહ્યું જ છે કે देहि मे-ददामि ते ! તો દાતારને પ્રભુ સામું શું આપે છે? કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

સમર્પશે જે પ્રભુપાદપદ્મે
નિષ્કેલશ ભાવે સઘળું; પ્રભુ યે-
સમર્પશે સ્વીય સ્વરૂપ સામે
સર્વત્ર આનન્દ સુકાળ જામે ! ૨૧

અને એ બ્રહ્માનંદ તો પ્રાપ્તવ્ય છે. તો એવા એક મહાદાની મહાત્માના રોમાંચક ત્યાગની ગાથા સૂણીએ તે પહેલાં મૂળપદને સ્મરી લઈએ. પ્રભુનાં નામની એકાદ ધૂન ગાઈ લઈએઃ—

મૂળપદ— નામધૂન—

— इति पूर्वरगः —
—अथ उत्तर रंगः—

કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

પુણ્યા સાભ્રમતી તીરે તીર્થ તીર્થ સમો હતો
દધીચિ ઋષિજી કેરો મહામંગલ આશ્રમ. ૨૨

કેવો હતો એ આશ્રમ? વર્ણવતાં કવિ ઉમેરે છે કેઃ—

( અનુષ્ટુપ )

સહજા સર્વદા સોહે વાસન્તી શ્રી સુનિર્મલા
દાને સૌન્દર્યનાં દેવે જાણે રાખી નહીં મણા. ૨૩

દેખતાં લોચનો ઠારેઃ સંતાપ સંક્રમે હરે;
વસતાં સત્વને શોધે, સેવતાં ક્લેશ સંહરે ૨૪
હિંસ્ર જ્યાં સત્ત્વનુ સત્વ અહિંસક બની રહે
પ્રભાવે ઋષિનાં સિંહ-મૃગલાં સાથ સંચરે ૨૫
વાતાવરણ ત્યાં સૌમ્ય સહજ ધ્યાન પ્રેરતું,
ચિત્ત વ્યુત્થાનને ત્યાગી સમાધિમાં સ્વયં જતું. ૨૬
"ભૂમિ રાપોऽનલો વાયુઃ ખં," હતાં જે બધે છતાં
આશ્રમે દીપતાં સ્પષ્ટ ઈશ્વરી નૂર ધારતાં. ૨૭
વિના ચર્ચા; વિના શાસ્ત્ર; વિના અભ્યાસ કે કથા;
સ્વયં ઈશ્વર અસ્તિની શાખ સૌ તત્ત્વ પૂરતાં. ૨૮

અને કવિ કહે છેઃ—

એવા આશ્રમમાં સોહે દધીચિ મુનિસત્તમ;
"ઇશાવાસ્યં" તણા દ્રષ્ટા સપત્નીક નરોત્તમ. ૨૯

કેવા હતા એ મુનિવર્ય?— કવિ કહે છેઃ—

મૂર્તિ નિર્વૈરતા કેરી, ધર્મની પ્રતિમા સમી;
જંગમા યોગની જાણે સાધના દેહધારિણી. ૩૦
કલેવર ધરી ત્યાગ; અવતાર ધરી તપ;
દધીચિ રૂપમાં જાણે ચરે રુચિર સંયમ. ૩૧
આત્મજ્ઞાન ધરી કાયા, સંચરે ધરતી તલે;
શિવાનન્દ તણી ઉર્મિ જાણે વિગ્રહિણી રમે. ૩૨
સ્વાધ્યાય તપ ને ભક્તિ – ત્રિવેણી જીવને વહી
પુણ્યાત્માના પ્રભાવે તે પાવની ત્રણ લોકની. ૩૩

અને કથાતન્તુને આગળ ચલાવતાં કવિ કહે છેઃ—

ઉત્સંગે ધરતી કેરા જ્યારે એ મૂર્તિ મંગલા—
વિચરેઃ સ્વર્ગમાં ત્યારે ઉલ્કાપાત મચ્યો મહા. ૩૪

શો હતો એ ઉલ્કાપાત? કવિ કહે છેઃ—

બ્રહ્મ હત્યા કરી ઇન્દ્રે ઘોર એ અપરાધનાં—
મળ્યાં ફળ – ફૂલે કર્મ અવશ્ય – વૃત્રરૂપમાં. ૩૫

અને એ વૃત્રાસુર કેવો હતો ? કવિ ઉમેરે છે કે'—

ગિરિકાય મહાસત્વ ને ત્રિલોક ભયંકર
વૃત્રાસુર હતો ઘોર જાણે હો પાપસંચય. ૩૬

વાત એમ બની કે ઇન્દ્રે નિર્દોષ પુરોહિત વિશ્વરૂપનું ખૂન કર્યું. ત્વષ્ટા તેના પિતા. ઇન્દ્ર ઉપર વેર લેવાને પિતાએ મંત્ર સામર્થ્યથી વૃત્રાસુરને જન્માવ્યો હતો. इन्द्र शत्रो! निवर्धस्व—ના સંકલ્પે એ ફાલતો હતો. અને જ્યાં "जहि"નો એને આદેશ મળ્યો કે તરતઃ—

(ઉજાપતિ)

ત્રિશૂલધારી અતિકાય દૈત્ય—
પ્રચંડ સામર્થ્ય ભર્યો અજય્ય;
કૃતાન્ત શો ક્રુદ્ધ અપાર સત્ત્વ—
ધર્યો, ધમે જેમ અધૃષ્ય પર્વત— ૩૭
સ્વર્ગે; નિહાળી સુરવર્ગ દીન—
ભાગે, યથા સિંહ સમક્ષ વન્ય
સમસ્ત સત્ત્વો; ગભરાટ ભારે—
મચ્યો; ગળ્યા શૌર્ય સમર્થ સામે ૩૮

અને સૂર્ય સમક્ષ ધુમ્મસની માફક દેવોનું પરાક્રમ વૃત્રાસુર સમક્ષ ઑગળી ગયું. અને પરિણામે—

(ઉપજાતિ)

ખાલી થઈ તે અમરાવતી પુરી—
નિમેષમા, ને વિબુધો ગયા હઠી;
વૃત્રાસુરે દેવ સમાજ ધામે—
ધજા ચડાવી; વરતાવી આણ. ૩૯

અને આથીઃ—

(અનુષ્ટુપ),

ઈન્દ્રાદિ દેવનું વૃન્દ હતપ્રત્ ભમે વને;
ઐશ્વર્યભ્રંષ સંતાપે દેવોના અંતરાત્મને ૪૦

નહીં દેહ તણું ભાન ન અહિભાન વિશ્વનાં;
ભૂમાનન્દે રમે આત્મા શિવજીવ જહીં સમા. ૫૫

પરંતુ ઋષિ ગૃહસ્થાશ્રમી હતા. તેમનાં મહાતેજસ્વી વૃદ્ધા ધર્મપત્ની પ્રાતઃકૃત્યમાં ગૂંથાયાં હતા. દેવોને પધાર્યો જોઇને–

( અનુષ્ટુપ )

ઋષિપત્ની કરે પ્રેમે સુસ્વાગત ઋષિતણાં
પડે ઝાંખા સુરો તેજે, સતીના દીપ્ત ભાલનાં ૫૬
ઋષિપત્ની હતા વૃદ્ધા કિન્તુ સૌભાગ્ય તેજનાં
પ્રભા વર્તુલ પેખીને સુરો તો ચરણે નમ્યા. ૫૭

અને દેવોને બાળકની પેરે પગે પડેલા જોઇને દેવીએ આશીર્વાદ દીધા કે –

( અનુષ્ટુપ )

આશીર્વાદ ભણે દેવી હજો કલ્યાણ વિશ્વનાં
આગમે દેવના ખીલે સૌભાગ્ય મનુ બાળના ૫૮

અને કવિ ઉમેરે છે કેઃ—

( અનુષ્ટુપ )

આવાં—સૌભાગ્ય—સૌશીલ્ય—કૌલીન્ય ભાવ ભાળતાં;
દેવ નૂર પડ્યાં ઝાંખા અંતરે ખૂબ લાજતા ૫૯

આવા મહાન સતીને ભાળીને દેવો મુંઝાયા કેઃ—

( અનુષ્ટુપ )

સૌભાગ્યવધનો કેવી રીતે પ્રસ્તાવ મૂકવો ?
જગન્માતા સમા દેવી; સંતાપ મન સીઝતો. ૬૦

દેવોને આમ સંતાપ બાળતો હતો એટલામાં તો ઋષિ પત્નીએ :—

( અનુષ્ટુપ )

માતાએ દેવની પૂજા પુષ્પાદિથી કરી પછી–
કંદ – મૂળ – ફળો મિષ્ટ જલ દેવ કને ધરે. ૬૧

આમ સ્વાગત ચાલતું હતું—એટલામાં તો—

પધારી ઋષિની મૂર્તિ યોગ તેજે પ્રદીપતી,
સંચારી શિવતા જાણે,—પ્રભુતા ભાવથી ભરી. ૬૨

વિશ્વમાંગલ્ય સાક્ષાત સાધના સિદ્ધિનાં ફળી—
વૃદ્ધ કાયા નિહાળીને પંક્તિ દેવતણી નમી. ૬૩
અને ઋષિએ—
કર્યું સ્વાગત દેવોનું વળતા પ્રણિપાતથી
સ્મિત પૂર્વ મહાત્માએ સ્મિતે કામણુ કો વશી. ૬૪
— અને આમ સ્મિતપૂર્વક સ્વાગત કર્યા બાદ ઋષિ બોલ્યાઃ—

(અનુષ્ટુપ)

માનવોનાં મહાભાગ્યે દેવ—સંગમ સંભવે;
અનુગ્રહ કરો દેવો! ટાણાં આવાં કવચિત્ મળે. ૬૫
ભલું હો સર્વભૂતોનું શ્રેય હો વિશ્વનું સદા;
શી કરું આપની સેવા?—સેવામાં શ્રેય સર્વદા. ૬૬
આ આશ્રમ, સમૃદ્ધિ આ, અને આ દેહ સર્વથા
ભૂતોનુ જો ભલું થાય—ન કાર્પણ્ય સમર્પતાં! ૬૭

એ ભૂતવત્સલ ઋષિએ તો માંગે તે પહેલાં જ દેહને અર્પવાની તત્પરતા બતાવી. કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

મહર્ષિની એ હૃદયંગમા સુણી
ઉદાત્ત વાણી, મન ભાવને લહી
સંકોચ ઓછો બનતો મહેન્દ્રનો,
ઔદાર્ય ભાળી ઉર હર્ષ વાધતો. ૬૮

અને સંકોચ છતા બોલ્યા વિના છૂટકો જ ન હતો. આથી દેવોના પ્રમુખ-ઇન્દ્ર ભગવાન મહર્ષિને કહેવા લાગ્યા—

(અનુષ્ટુપ)

મહાત્મન્! આર્તનાં ત્રાણે ઉદારાત્મા સદા ગણે-
તૃણવત્ દેહનાં દાન, આત્માનુ શૌર્ય એ ભણે. ૬૯

(ઉપજાતિ)

મહાન સંકષ્ટ વતી પીડાતું
ત્રાણાર્થ આજે જગ આપના પ્રતિ-

# રન્તિદેવ

—ચિ. પ્રિય મંજુને—

વિનમ્રતા;. સંતત ભક્તિ ભાવ;<br>
અગોલ સેવાવ્રત ને નિહાળતાં<br>
સુચારુશીલે ! અયિ મંજુલે ! તને<br>
સમર્પતો આ કૃતિ ભાવમંગલે !

મંગલાચરણ :—

वक्रतुण्ड ! महाकाय ! सूर्यकोटिसमप्रभ !
निर्विघ्नं कुरु मे देव ! शुभकार्येषु सर्वदा ॥ १ ॥
अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधुवर्त्मनि ।
सदान्तेवासिहृदये स्फुरतु श्रीहरिर्गुरुः ॥ २ ॥
कृष्ण ! कृष्ण ! महायोगिन् ! भक्तानामभयंकर !
जीवानामार्तिहन्तारं त्वां वंदे विश्वनन्दनम् ॥ ३ ॥

સ્તવન :—

સૌને દર્શન દેવા, તું દેવા ! દયા કરી વસતો–
ઘટઘટમાં રઘુરાયા ! કરુણામય ! વંદના હોજો : ૧

મૂળપદ :—

શ્રેય પ્રેયની જોડી સાથે રે'તી હરિનાં ભજને
હરિ ચરણોને છોડી મનવા ! શાને બીજે ભટકે ? મનવા.
ભજન હરિનું ભવને ટાળે સાધન બીજું ખોટું.
ગંગાજળનું પાન વિસારી શાને મૃગજળ શોધું ? મનવા.
માન કહ્યું એ મનડાં ! મારું–ભવદવમાં કાં પડતું ?
હરિચરણો છે હિમ ગિરિ શાને હરિચરણે ના ઢળતું ? મનવા.

પૂર્વરંગ:—

શ્રુતિ બોલે છે કે "श्रेयश्च प्रेयश्च मनुष्यमेतः तौ संपरीत्य विविनक्ति धीरः" અર્થાત્ શ્રેય અને પ્રેય બન્ને મનુષ્યની સામે આવે છે. તેમને બન્નેને ઠીક ઠીક તપાસીને ધીર પુરુષ વિવેક કરે છે અને તે ઉપરાંત શ્રુતિ ઉમેરે છે કેઃ—तयोः श्रेयः आददानस्य साधु भवति—શ્રેય અને પ્રેયમાંથી શ્રેયનો સ્વીકાર કરનારનું ભલું થાય છે કેમકેઃ—

(અનુષ્ટુપ)

શ્રેયમાં શ્રેયને પ્રેય બન્નેનો સિદ્ધ સંગમ;
પ્રેયમાં પ્રેય એકાકી રહે—તેથી ન શોભન : ૧

તો એ શ્રેય એટલે શું ? એનો આકાર શો ? શ્રેય એટલે

સૌમાં આત્મદર્શન. સૌમાં આત્માને જોઈને વર્તે તે સર્વોત્તમ યોગી છે. ભગવાન સ્વયં કહે છેઃ—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ गी. ६

અર્થાત્ જાતના દાખલાએ સૌમાં સમાન સુખ દુઃખ જોઈ શકે તે સર્વોત્તમ યોગી. તો સૌમાં જાતના દાખલાએ સુખદુઃખનુ દર્શન એટલે શું સમજીશું? તો કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

મારું દુઃખ મને જેમ અકારું છે, અસહ્ય છે;
સામાને ય તથા તેવું લાગે એમ સદા લહે. ૨
તથા જેમ મને ભાવે, મિષ્ટ લાગે, ગમી જતું;
સુખ મારું તથા સૌને સુખ અંતર ભાવતું. ૩

અને આથીઃ—

( અનુષ્ટુપ )

મારાં સુખ સમું સૌનું સુખ જ્યારે મને ગમે
મારાં દુઃખ સમું સૌનુ દુઃખ જ્યારે મને દમે— ૪
ત્યારે હું શ્રેય-સંપન્ન ગણાઉં યોગવિત્તમ;
સીમા એ યોગ-ચર્યાની; જીવની એ મનોરમ! ૫

—પણ આ તો માનો આદર્શની વાત થઈ. અત્યારે હકીકતમાં શું છે? પ્રામાણિક કબૂલાત તો કહે છે કેઃ—

( અનુષ્ટુપ )

મારું સુખ મને લાગે પ્યારુ તોય ન અન્યનું
લાગતું તેટલુ વ્હાલુ; કથા દુઃખ તણી સમ. ૬

જો સૌના સુખ દુઃખ મને મારાં પોતાનાં લાગતાં હોત તો તો જગત જુદું હોત! પણ હું તો—

( ઉપજાતિ )

મારાં સુખાર્થે કરુ એક આભ—
ધરા; સમુદ્રો તરવા અશક્ય—

નહીં; ન આકાશ ન પાર જાઉં !
પાતાળમાં યે સુખપૂર્વ ધાઉં ! ૭
અદમ્ય મારાં સુખકાજ વૃત્તિ;
સમસ્ત છે કેન્દ્રિત ત્યાં પ્રવૃત્તિ;
એવાં કરું યત્ન કદાય જેથી
સુખ પ્રસંગે ક્ષણ જાઉં ચૂકી !! ૮

અને તે જ પ્રમાણે—

( ઉપજાતી )

મારાં ગણ્યાં દુઃખ નિવારવાને—
જંપું કદી ના સઘળું કરી છૂટું !!
વિવેક ચૂકી પણ શક્ય આદરું.
સમૂળ દુ:ખો વિનિવૃત્તિ વાંછું. ૯

આટલો ખબરદાર બીજાને વિષે હું હોઉં છું ખરો ? અનુભવ જુદો છે. કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

બીજાને સુખ દેવાની કલ્પનાય કદી નહીં—
સ્ફુરતી અંતરે તારાં સ્વાર્થ—પૂજક માનવી ! ૧૦
શોષવા દુઃખ બીજાનું સૂઝ ના સ્ફુરતી તને;
હોળીના ભડકા વચ્ચે દીવાળી દીસતી તને ૧૧

અને આમ ઉદ્‌બોધન કરતાં કવિ ઉમેરે છે કેઃ—

( અનુષ્ટુપ )

બીજાને સુખ દેવામાં સુખસમૃદ્ધિ આપણી,
તને સ્વપ્નેય ના આવી મંગલા મતિ સૂઝતી ! ૧૨
બીજાનાં અશ્રુ લ્હોવામાં દુઃખ નિવૃત્તિ આત્મની !
દિવ્ય આ ભાવની ઝાંખી તને પામર ! ના થતી. ૧૩

પણ બીજાનાં સુખ દુઃખ આપણને પોતાનાં કેમ નથી લાગતાં-કારણ આપતાં કહે છેઃ—

( ભુજંગ )

નથી દિવ્ય દષ્ટિ પ્રભુદત્ત લાધી—
તને ના મળી કો દયા સંત સાચી;

નથી પુણ્ય ઉત્કર્ષ એવા ઉદાર.
મળે જે થકી ભવ્ય સર્વોત્તમભાવ. ૧૪

તો એ ભાવ ક્યારે મળશે? તો કવિ ઉમેરે છે કેઃ—

(ભુજંગ)

કૃપા સંત કેરી, કૃપા શાસ્ત્ર કેરી,
કૃપા ઇશની ને કૃપા આત્મ કેરી;
કૃપા ચાર ભેગી થશે પુણ્ય પાકે
તદા સર્વમાં આત્મની ઝાંખી થાશે. ૧૫

અને સૌમાં આત્માની ઝાંખીનું ફળ શું હશે? કવિ કહે છેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

પ્રાણી માત્ર વિષે તને સ્થિરપણે તારી જ ઝાંખી થશે,
તારાથી નવ ભિન્ન કાંઈ ઉરમાં સ્વાત્મા વિષે લાગશે;
ને ત્યારે પ્રભુ મૂર્તિ ચેતન તને જોતી સદા ભાસશે,
તું યે દિવ્ય નિહાળશે પ્રભુ તણી મૂર્તિ બધે; જાગશે. ૧૬

-અને આ જાગૃતિએ તને સમજાશે કે—

समानी वः प्रपा समानो वः अन्नभागः ॥

અને પરિણામે તું—

(શાર્દૂલવિક્રીડિત)

જાતે દુઃખ સહી અસહ્ય; કરશે સૌને સુખી પ્રેમથી;
સ્વાર્થી ના સુખ યાચશે પરસુખે આત્મીય સૌખ્યાવધિ-
જોશે; દિવ્ય દયા અને પ્રણયની મૂર્તિ થશે જીવની.
છે આહીં પુનિતાવધિ શ્રુતિકથી આત્મીય સૌ શ્રેયની ૧૭

આવા એક દિવ્ય આત્માની જીવની જોઈએ તે પહેલાં મૂળપદને સ્મરી એક ધૂન લગાવીએ.

—મૂળપદ — ધૂન—

॥ इति पूर्वरंगः

॥ अथ उत्तररंगः ॥

કથા કહે છે કેઃ—

(અનુષ્ટુપ)

પુણ્યશ્લોક હતો રાજા, યોગનિષ્ઠ, મહાવ્રતી;
રન્તિદેવ, પ્રજા કેરાં દુઃખે દુઃખી, સુખે સુખી. ૧૮
વિવેકી, ઋજુ, વૈરાગી, દયાળુ, દાન્ત, પંડિત;
સ્વકર્મ નિષ્ઠ; ધીરાત્મા; સમાધિમાં સદા રત. ૧૯

—સમાધિમાં સહજ વિહારને લઈને રાજાની આંતર દૃષ્ટિ ખુલી ગઈ હોઈને —

(ઉપજાતિ)

સ્વરૂપ સૌમાં નૃપતિ નિહાળે
ન ભેદબુદ્ધિ મતિને અડાડે;
સ્વરૂપ આનન્દ—વિહાર હૈયે
વિના પ્રયત્ને સ્ફુરતો અખંડ. ૨૦

અને આમ સ્વરૂપાનુસંધાન રૂપી ભક્તિમાં એના દિવસો વીત્યે જતા હતા. અને કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

પરંતુ માયા કરતી કસોટી
મહાજનોનાં બલ—સત્ત્વ—ધૈર્યની;
અતૂટ રાખે યદિ સત્ત્વ માનવી
પુનઃ કૃપા એ; વરસાવતી સતી. ૨૧

બન્યું એમ કે રાજાના રાજ્યકાળે એક વેળા—

(અનુષ્ટુપ)

પડ્યો દારૂણ દુષ્કાળ જીવલેણ મહાર્તિદ;
અન્નને દાંતને વેર થયાં રૌરવ કષ્ટદ. ૨૨
ત્રાહિ ત્રાહિ કરે લોકો અન્ન કેરા અભાવમાં;
પાણીનાં બિન્દુને માટે જીવો ટળવળી મરે! ૨૩

(ઉપજાતિ)

ન માત્ર લોકો પશુપંખી યે ઢળે—
ધરાતલે; અન્ન વિના, વિના જલે;

મ્હેરૂીલ ચારે ગમ મૃત્યુ કેરી
ઊડી રહી ને ક્ષણ ખૂબ કારમી ! ૨૪

અને ચોમેરથી કારમી ચીસ પાડતી પ્રજા રાજાને આંગણે ધા નાંખવા લાગી—

(અનુષ્ટુપ)

ભૂખ ને તરસે દેવ ! મોતનાં મુખમાં ધસે—
રાંક દીન પ્રજા તારી યાચતી અન્ન ને જલ ! ૨૫

અને તરત રાજાએ—

(ઉપજાતિ)

પ્રજા તણું દર્દ અસહ્ય ભાળી .
કારૂણ્ય મૂર્તિ નરરત્ન રાજવી;
અનાજ ભંડાર મૂકે લૂંટાવી
ન પાસ રાખ્યો કણ યે ઉગારી ! ૨૬

આટલું જ નહીં. પ્રજાની સાથે સહાનુભૂતિમાં રાજાએ પણ અનશનવ્રત લીધું. અને ૪૮ દિવસો આમ વીત્યા. બીજાં પાડોશી રાજ્યની સહાયે દુકાળની તીવ્રતા ઓછી થઈ ને રાજાને પારણાં કરવાની પળ આવી — ૪૯ મા દિવસે —

(અનુષ્ટુપ)

ભાગ્યના યોગથી આજે પ્રભાતે શેર સાંપડ્યું—
અનાજ નૃપને તો યે ન ખાવું ભાગ્યમાં લખ્યું !! ૨૭

શું બન્યું તો કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

આરોગવા એ કણ જ્યાં ઉપાડ્યો—
સ્વહસ્તને આર્તિ ભરેલ બોલ—
સૂણ્યો નૃપે—"ભૂખ ખમાયના જરા
ધો અન્ન રાજન ! ન જીવાય આ ઘડી !" ૨૮

અને બોલ સાંભળતાં વેંત આત્મદર્શી રાજાએ ભૂખ્યાનો ઉદર ઠારવા પોતાનામાંથી અનાજ આપી દીધું. ભૂખ્યો આશીર્વાદ દેતો ગયો અને

( ઉપજાતિ )

બાકી રહેલું પ્રભુનો પ્રસાદ-
માની વિચારે નૃપ "તૃપ્તિ માટે-
અલં થશે" ને મુખ મૂકવાને
ઉપાડતાં હાથ સૂણે અવાજ- ૨૯

ચંડાળનો કેઃ—

( અનુષ્ટુપ )

"મહારાજ! મરું ભૂખે બચાવો અન્નદાનથી
પ્રભુના બાળ છો આપ; સદાયે કરુણાવતી!" ૩૦

રાજા આ વાત સાંભળતાં વેંત દ્રવી ઊઠ્યો અને-

( અનુષ્ટુપ )

બાકીનું અન્ન તે અર્પે કરી વંદન શૂદ્રને
"પ્રભો! તર્પિત આ અન્ને હજો," એમ વદી દ્રવે. ૩૧

અને ચંડાળ પણ આશિષો દેતો ગયો. હવે રહ્યું હતું ફક્ત એક પ્યાલો પાણીઃ પરદુઃખ-ભંજન-વ્રતી રાજાએ પાણીથી તૃપ્ત થવા ઇચ્છયું. પ્યાલો ઉપાડી જ્યાં પાણી પીવા જાય છે એટલે રાવ આવી—

( અનુષ્ટુપ )

રન્તિદેવ! દયામૂર્તિ! તૃષાર્ત આત્મ વીનવે-
જીવાભય સમું દાન વિશ્વમાં અન્ય ના હશે! ૩૨

રાજાએ પાછું ફરીને જોયું તો એક દીનહીન કઠિયારો!! પાણી માટે તડફડતો અને રાજાના અંતરની કરુણા વળી ઝરપી અને-

(ઉપજાતિ)

કાલિંદી ગંગા સમ અશ્રુ ઉદ્ભવ્યાં!
નમી સમર્પ્યું જલપાત્ર તેને;
તૃષા અને ભૂખ અસહ્ય પીડ
ન પીરતાને નૃપ તો ય છોડે! ૩૩

# વાલ્મીકિ

—પ્રિય ભાઇશ્રી લલ્લુભાઇ બલસારાને—

સખે ! વહ્યાં વર્ષ અનેક—મેં દીઠી
અનેક મોંઘા ગુણની સુગંધી;
તને સમર્પી કૃતિ આ થજો સ્મૃતિ
સ્નેહાર્દ્ર ને પાવન જન્મજન્મની.




રામશરણ વાલ્મીકિ

મંગલાચરણ :—

वक्रतुण्ड ! महाकाय ! सूर्यकोटिसमप्रभ !
निर्विघ्नं कुरु मे देव ! शुभकार्येषु सर्वदा ।
वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥
अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधुवर्त्मनि ।
सदान्तेवासिहृदये स्फुरतु श्रीहरिर्गुरुः ॥

સ્તવન :—

(આર્યા)

આંતર જે જ્યોતિથી સચરાચર સઘળું રહ્યું ચમકી,
પ્રણતિ પુરસ્સર તેનું શરણું લેતાં મળે મુક્તિ.

મૂળપદ :—

રામ મંત્ર છે તારક મનવા ! રામ નામનું શરણું,
એક માત્ર છે અવિચળ વ્હાલા ! રામાશ્રયમાં પળવું;
ઈતરાશ્રય છે ઘાસ તાપણું; સાગર તરણે તરણું
તજી છોતરું ગળને લેવો મર્મ ભર્યું એ ભણવું !
સમય તણી છે માપબંધી તું વ્યર્થ સમય કાં ગાળે ?
કરવા જેવું કરને મનવા ! ફોગટ કાળ ગુમાવે !
રામ નામનો કરવા જેવો જાપ માત્ર જીવનમાં.
ઈતર પ્રવૃત્તિ ભ્રમ; આ લ્હાવો રામ નામ લેવાનો
ના લીધું તો વ્યર્થ જન્મ એ અંતે તું રોવાનોઃ
રામ—રામ— બસ. એક રામનું નામ ઠામ ઠરવાનું
એ વિણ બીજું સંત કહે કે સાધન ભવ ભમવાનું
સાગર નીરે તરતા પ્હાણા રામનામ બલિહારી
રામ રામ અભિરામ રામ હો જય જય જનક દુલારી.

પૂર્વરંગ :—

બે હતા પોપટ. એક સજ્જન ગૃહસ્થને ઘરે અને બીજો યવનના ઘરે રહેતો હતો. યવનના ઘરમાં રહેતો પોપટ ગાળ ભાંડતા શીખ્યો હતો. કોઈ પણ આવે કે જાય તો બે ચાર

સૂણાવી દેતો. સદ્‌ગૃહસ્થના ઘરમાં રહેતો પોપટ સુંદર અને મધુર આગતાસ્વાગતાનો બોલ બોલતો. રામનુ નામ પણ લેતો. એક રાજાએ આ બન્ને પોપટને જોયા, અનુભવ્યા. બન્ને પોપટ જ હોવા છતા આ ફેર કેમ? તેના મનના કોયડાનો ઉકેલ આપતાં પેલો ગૃહસ્થના ઘરનો પોપટ, કવિ કહે છે કે, બોલી ઊઠ્યો કેઃ—

गवाशनानां स शृणोति वाक्यम्
अहं हि राजन् वचनं मुनीनाम् ।
न चास्य दोषो न च मद्गुणो वा
संसर्गजा दोषगुणा भवन्ति ॥ १ ॥

અર્થાત્ ગુણ કે દોષ સંસર્ગથી જ થાય છે. સંગ તેવો રંગ. એ તો આપણી કહેવત છે. માનવ સંગે કાં તો રામ થાય કાં તો રાવણ થાય! એક કવિ કહે છેઃ—

संगति र्यादृशी तादृक् ख्यातिरायाति वस्तुनः ।
रजनी ज्योत्स्नया ज्योत्स्नी तमसा च तमस्विनी ॥ २ ॥

જીવાત્મા મૂળમાં તો શિવ જ છે. પણ એની સંગતિ ક્યા તો એને શિવ કરે છે ક્યાં તો એને જીવાત્મા જ રાખે છે. એની ઉપાધિ કેવી છે તેના ઉપર એના રંગનો આધાર. મહાત્મા ભર્તૃહરિ પાણીનાં ટીપાંની આપવીતી વર્ણવતાં કહે છેઃ—

संतप्तायसि संस्थितस्य पयसो नामापि न श्रूयते
मुक्ताकारतया तदेव नलिनीपत्रस्थितं राजते ।
स्वात्यां सागर शुक्ति संपुटगतं तन्मौक्तिकं जायते
प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते ॥ ३ ॥

અને સંસર્ગ જ જો માનવને તે છે તેવો બનાવતો હોય તો,તો વિવેકી માનવે કેનો સંસર્ગ સાધવો? કવિ સુંદર રીતે કહે છે કે —

संगः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सन्तः संगस्य भेषजम् ॥ ४ ॥

મૂળમાં કોઈનો પણ સંગ કરવા જેવો નથી. કારણ કે असंगो हि अयं पुरुषः આપણો આત્મા મૂળમાં જ અસંગ છે, અને અસંગને વળી સંગના ઓઢા શા ઓઢાડવા? એ છે તેવો જ એને રાખવો જોઈએ. સજ્જનોનો સંગ પણ કવચિત્ દુઃખદાયી જ નીવડે છે, એવું સૂચવતાં સંત-સંગનો જ મહિમા ગાતાં એક કવિ કહે છેઃ—

सज्जनसंगो माभूत् यदि संगो माऽस्तु तत्पुनः स्नेहः ।
स्नेहो यदि मा विरहो यदि विरहो मास्तु जीवितस्याशा ॥ ५ ॥

આ યદ્યપિ વ્યાજસ્તુતિ છે છતાં એમાં સત્ય પણ છે જ. અને આથી કવિ કહે છેઃ संगः सर्वात्मना त्याज्यः—અને છતાં માનવ સામાજિક પ્રાણી પણ છે. એ એકલો જીવી શકતો નથી. અને આથી સંગમાત્રનો ત્યાગ મોટે ભાગે એને માટે અશકય છે. તો પછી કોનો સંગ કરવો? દુષ્ટોનો તો નહીં જ! સંગ અનિવાર્ય જ હોય તો સંતોનો જ કરવો જોઈએ. કેમ? તો કવિએ જવાબ આપ્યો છે કેઃ–" संतः संगस्य भेषजम् "–સંગદ્વારા ભવરોગ થાય છે. સંતોનો સંગ એ ભવરોગ માટે ઓસડરૂપ બને છે! અને આથી સંગ હોય તો સંતોનો જ. અને સત્સંગતિનું માહાત્મ્ય જાણીએ તે પહેલાં દુઃસંગતિનું માહાત્મ્ય પણ જાણી લેવું રહ્યું. દુષ્ટનો સંગ શું પરિણામ લાવે છે? કવિ કહે છેઃ—

पात्रमपात्री कुरुते दहति गुणं स्नेहमाशु नाशयति ।
अमले मलं नियच्छति दीपज्वालेव खलमैत्री ॥ ६ ॥

પાત્રને અપાત્ર કરે છે, ગુણને બાળે છે, સ્નેહનો જલદી નાશ કરે છે, નિર્મળમાં મેલ ઉપજાવે છે–દીપની જ્યોતિ માફક દુષ્ટોની સંગતિ.

એટલું જ નહીં. એક કવિ દુઃસંગતિની કૌભાંડ લીલા–દુઃસંગનું તાંડવ વર્ણવતાં કહે છેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

ધર્મસ્નેહ ઘટાડતી, મન વિષે પાપ સ્પૃહા વાવતી;
હૈયે મૂલ અનર્થનાં દૃઢ કરી ને મૂઢતા લાવતી;
વિદ્યા નાશ કરાવતી, સુખ હરી, સન્માન ભંગાવતી
આડે માર્ગ ચલાવતી, મતિ હરી, દુષ્ટો તણી સંગતિ. ૭

અને દુઃસંગતિ જો આમ માનવના આત્માને તારાજ કરતી હોય તો સત્સંગતિ તેને ઉદ્ધારે છેઃ કવિ કહે છેઃ—

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यम्
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम्
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥ ८ ॥

સત્સંગનું લોકોત્તર ફળ વર્ણવતાં કવિ કહે છેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

નાચે કીર્તિ ત્રિલોક નર્તકી સમી, ઓપે વળી સાધુતા–
જ્યોત્સ્ના શી; પ્રતિભા ઝરે રસમયી ગંગા સમી નિર્મળા;
આરાધે મનને પ્રિયા સમ; વળી શ્રી સાંપડે મંગલા
શું શું દિવ્ય મળે નહીં પ્રભુભર્યા સંતો તણી સંગતે. ૯

એ સત્સંગનું માહાત્મ્ય વર્ણવતાં, સત્સંગતિ દુર્લભ છે એવું વિધાન કરતાં, અતૃપ્ત કવિ કહે છેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

ગંગાશી અઘહારિણી; જન મને સંતોષ વર્ષાવતી–
જ્યોત્સ્ના; દારિણી સૂર્યની રુચિસમી અજ્ઞાન અંધારની;
છાયા શી સહુ તાપ નાશન કરી; સ્વર્ધેનુ શી કામદા,
હો પુણ્યે જ મળે સુદુર્લભ અહો! સંતો તણી સંગતિ. ૧૦

सतां प्रसंगात् मम वीर्यसंविदो
भवन्ति हृत्कर्णरसायनाःकथाः ॥

तज्जोपणादाश्वपवर्गवर्त्मनि
श्रद्धारतिर्भक्तिरनुक्रमिष्यति ॥ ११ ॥

અને આમ સંતોની સંગતિ અંતે શું કરે છે ?:—

ईश्वरः —

सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिः तत्क्षणात्—

ઈશ્વર સ્વયં હૃદયમાં કેદ થઈ જાય છે અને પછી નારદની પરિભાષામાં કહીએ તો—

आहूत इव मे शीघ्रं दर्शनं याति चेतसि

અને આથી શંકરાચાર્ય ભારપૂર્વક કહે છેઃ—

क्षणमपि सज्जनसंगतिरेका
भवति भवार्णवतरणे नौका

—ભવતરણ માટે નૌકા છે સંતસંગતિ સંતની સંગતિથી એક ગયો—વીત્યો જીવ, કેવી રીતે મહર્ષિ બની સદાને માટે વિશ્વને ઉપકાર કરે છે તે આપણે જોઈએ તે પહેલાં—સંત સંગતિના ફળ રૂપ રામનામને—મૂળપદને સ્મરી લઈએ.

—: इति पूर्वरंग :—

—: उत्तररंगः :—

તે હતું એક ગાઢ જંગલ તે, દિવસે પણ બીક લાગે તેવું—વિકરાળ અને હિંસ્ર પશુઓથી ભરપૂર. તેની વચ્ચેથી પસાર થતો હતો ધોરી રસ્તો. વેપારી વટેમાર્ગુઓની વણઝાર ત્યાંથી પસાર થતી. અને એ માર્ગ સહીસલામત નહોતો. કારણ ?

( ઉપજાતિ )

સુઘોર એ જંગલમાં રહેતો—
હતો લુંટારું અતિ નિર્દયાત્મા !
પ્રચંડ કાળી વિકરાળ કાય
જોતાં જ આપે યમદૂત ખ્યાલ ! ૧૨

ન નીતિ કે રીતી તણો હિસાબ
ન ધર્મ સંસ્કાર દયા વિચાર—
હણેઃ જતાં વા જન આવતાં ને
લૂંટે : પીટે; નિર્દય મારફાડ ૧૩
કરે; અને જાન હરે; કુટુંબ—
પોષે; ન કો સજ્જન હામભીડે—
રસ્તે જવા; કર્મ બધાંય કાળાં
પાપે ઘડી એ કરપીણુ કાયા ૧૪
કુહાડી હાથે લઈ તીક્ષ્ણધાર-
ફરે વને; માણસ મારવાંને
બીજાં પશુને તજવાં ન એવું
એને હતું કો વ્રત; વ્યર્થ મારે ૧૫
હિંસા વિહારે મન મોજ માણે!
ન સંત સેતાન તણોય ભેદ
સ્વભાવથી હિંસક એ લુંટારો
વિવેક એને નવ ખાળનારો. ૧૬

આવો હતો એ મનુષ્યપશુ અને આશ્ચર્ય તો એ કેઃ-

(અનુષ્ટુપ)

જન્મે દ્વિજ છતાં કર્મે હતો ચાંડાલના સમો
તુલસી વનમાં ઊગ્યો ભાંગનો છોડ જાણવો. ૧૭

મોટું કુટુંબ અને ધંધાએ ફક્ત હિંસા! પાપની અવધિ આવી ગઈ! પણ કુદરતનો એક વિચિત્ર કાયદો છે કેઃ—

(અનુષ્ટુપ)

અતિ પુણ્યે અતિ પાપે ઘેરાયો આત્મ, માનવી-
પ્રકૃતિ; ઇશની ઘેરી પાપ પુણ્યે કૃપા રહીઃ ૧૮

(ઉપજાતિ)

પાપી વિશે પણ વસે સત્ ; દુર્નિવાર
તેનો પ્રભાવ જ્યમ હોય પ્રકાશ કેરો;

ઘેરાં ભલે તિમિર, ઑસરતાં તથાપિ
દીપ પ્રકાશ ઝરતાં; ન ઠરે કદાપિઃ ૧૯

અને આથી જ તો ભગવાન ગાઈ શક્યા છે કેઃ—

कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ।

અને એના—લૂંટારાના જીવનના પલટાની પુણ્ય ક્ષણ આવી રહી હતી. કવિ કહે છેઃ—

( અનુષ્ટુપ )

પ્રભાતે એક દિ' ભાગ્યા પૂર્વ પુણ્યોદયે મુનિ–
તે રસ્તે આવતા જેના મુખે હૈયે વસ્યા હરિઃ ૨૦
આઘેથી આવતા ભાળી પુણ્યાત્મા ઋષિનારદ–
લૂંટારુ વિપ્રની વાચા કઠોરતમ નીસરીઃ— ૨૧

એ વાચા કેવી હતી? કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

ઊભો રહે! ખબરદાર! ખસ્યો જરા તો
માથું અને ધડ રહે નવ એક સાથ!

—નારદજી—એ ત્રાડ સુણી અને—

( ઉપજાતિ )

આવી અચાનક સુણી વિકરાળ ત્રાડ
દેવર્ષિ નિર્ભય જુવે ફરતાં લગાર. ૨૨

અને નારદજીએ શું જોયું?—

( અનુષ્ટુપ )

તાડ–ઊંચોઃ વરુ–ભૂખ્યો; પાપ—કાળો; પશુ—મુખો.
કુઠાર હાથમાં ઝાલી ઊભો કો માનવી દીઠોઃ ૨૩

પડકાર કરતા એ દાનવ જેવા માનવને જોઈને પણ—

( માલિની )

તદપિ ઋષિ ઉરે ના ભીતિનો સ્હેજ કંપ
હરિ–રસ–લહરીમાં ચિત્ત એ નિસ્તરંગ! ૨૪

એટલું જ નહીં તે ઉપરાંત—

( મંદાક્રાન્તા )

તંબુરાના તનતન તમે તાર ત્યાંના તરુએ
મંજીરાના ઝુમઝુમ સ્વે વેલ નાચી ઊઠે છે.
ભક્તાત્માના 'હરિ હરિ હરિ' પ્રેમ ગંભીર બોલે,
ચારે કોરે શિવરસ તણી છોળ ત્યાં ઊછળે છે. ૨૫

અનેઃ—

( અનુષ્ટુપ )

પ્રેમ નીતરતા નેત્રે ચમકૃત સમી ઊભી
દેવર્ષિ નારદે ભાળી કરાળ મૂર્તિ કાળની! ૨૬

અને સંતો તે, જે સેતાનમાં રહેલા સંતને જગાડે. કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

ભાળી છબિ વિપ્રતણી ભયંકરી
નિર્ભીક દેવર્ષિ ઉરે દયા નદી–
ઝરી વિના કારણઃ વાણી ઑચરી
સેતાનના સંતતણી પ્રબોધિની : ૨૭

( અનુષ્ટુપ )

શાને સૌમ્ય મને રોકે બોલ તું હરિ બોલનેઃ
હરિ બોલ વતી દ્વારો હૈયાનાં તુજ ખોલને. ૨૮

સંતની પ્રશાન્ત વાણીએ લૂંટારો સહેજ ખંચકાયો તો ખરો. પણ સેતાન કંઈ તરત મચક આપે ખરો? તે સામો ગરજી ઊઠ્યોઃ—

( અનુષ્ટુપ )

ધૂર્ત જાણું નહીં તારા હરિ કે હરિ બોલને,
લૂંટી—મારી—ભરી જાણું એક મારાં કુટુંબનેઃ
કાઢ તારી કને હોય જે કાંઈ, કાળ હું તુજ
પટેમાર્યું તણા પ્રાણ લેવા એ ધર્મ છે મુજઃ ૨૯

અને એ બોલે ઋષિનો આત્મા જરા વધારે દ્રવ્યો. કેમકેઃ—

( ઉપજાતિ )

સેતાન સત્તા ઉથલાવવાને
સંતો વળી સંત ઉગારવાને ૩૦

અને નારદજીએ જવાબ વાળ્યો—

( અનુષ્ટુપ )

"મારું બધું હજો તારું, રંજ તેનો નહીં મને:
ખુશીથી મારજે કિન્તુ પ્રશ્ન એક કરું તને. ૩૧

આ પાપ કરે તેમાં જવાબદારી કોની ? તારી કે તારાં સૌ કુટુંબીઓ સાથે તારી ? લુંટારુ કહે–બાવા ! એમાં પૂછવાનું શું ? અમારી સૌની જ એ જવાબદારી ! અને ઋષિ હસ્યા. કહેવા લાગ્યા ! "—ગાંડા આ જ ઠેકાણે તું ભૂલે છે:—

( અનુષ્ટુપ )

કરે તે ભોગવે એવો ધ્રુવ છે વિશ્વ કાયદો
સ્વજનોને પૂછી આવ, ભરોસો જો ન હોય તો ! ૩૨

અને જીવનમાં પહેલી જ વાર લૂંટારાના અંતરમાં કંઈ પ્રકાશ પડ્યો ! પણ વિશ્વાસ કેમ બેસે ? એટલે:—

( વસંતતિલકા )

ના સૂઝ કોઈ પડતાં ઋષિને તરુએ
બાંધી પળ્યો સ્વજન પાસ અને પૂછે કે:— ૩૩

( અનુષ્ટુપ )

"પિતા ! માતા ! પ્રિયા ! પુત્રો ! પુત્રી ! બોલો બધાં મળી
ભાગીદાર તમો મારાં કર્મે છો કે બધાં નહીં ?" ૩૪

અને સૌએ એક જ જવાબ વાળ્યો કે:—

( ઉપજાતિ )

ત્યારે બધાંયે વળતાં વદે કે
"કર્યું સદાયે કરનાર કેરું
ન ભાગ એમાં કદિ એ અમારો
કુટુંબનું પોષણ ધર્મ તારો." ૩૫

જવાબ મળતાં જ તેના કાન ચમક્યા. જરા અંતરમાં વધારે પ્રકાશ સળવળ્યો. ઋષિ પાસે પરવર્યો અને કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

એ ક્રૂરતા કોમળતા બની રહી;
કાલિંદી ગંગા નયને વહી રહીઃ
સંતાપ હોળી ઉરમાં જળી રહી;
પ્રચંડ કાયા ઋષિને નમી રહી. ૩૬

અને સત્સંગે અને પશ્ચાત્તાપે પ્રજળતો તે પાપીનો આત્મા બોલી ઊઠ્યોઃ—

(અનુષ્ટુપ)

પ્રભો ! હું ઘોર છું પાપી ગાઢ અંધકારથી ભર્યો
આપના સંગથી નાથ ! પાપ દુસ્તર હું તર્યો : ૩૭

ભગવન્ ! વિનવું છું કેઃ—

(ઉપજાતિ)

પ્રભો ! પ્રભાથી નિજ બોધ કેરી
શુદ્ધ ઉજાળો ઉર પાપ ઘેરી :
ગુરો ! બતાવી પર દૃષ્ટિ પાવની
મને બનાવો પ્રભુ પૂર્ણ માનવીઃ ૩૮

આમ વિનવીઃ—

(અનુષ્ટુપ)

બંધમુક્ત ફરી આવું વહી ચરણ ભીંજવે—
ઋષિનાં; ઋષિનું હૈયું સામું ગંગાસમું દ્રવે : ૩૯

અને નારદજીનું ભૂતવત્સલ હૃદય બોલી ઊઠ્યુંઃ—

(અનુષ્ટુપ)

સૌમ્ય ! પાપી નથી કોઈઃ જીવ છે ઈશની કણી;
પ્રેમગંગા પ્રભુ કેરી વહે સર્વત્ર પાવની ! ૪૦

આથી જો ! તને એક મંત્ર આપું છું. દિનરાત જપજે. કલ્યાણ થશે. જો—

( ઉપજાતિ )

શ્રી રામ કેરો કર જાપ ભાવથી
એકાગ્ર હૈયે પ્રિય ! પાપનાશિની:
પ્રભુ કૃપાની ઝરશે જ જાહ્નવી
જરૂર હૈયે ત્રણ—લોક—પાવની:

અને ગુરુ તો શિષ્ય વંદના ઝીલીને ગયા. શિષ્યના હૃદયમાં મંત્ર ચોંટી ગયો. મૂઢને રામનામ જપતાં પણ ન આવડે. રામને બદલે મરા બોલે—

( અનુષ્ટુપ )

મરા—મરા—તણા જાપે રામ રામ અહર્નિશ—
જપતાં વર્ષનાં વર્ષો નિરાહાર ગયાં વહીઃ
શરીર કાષ્ટની પેરે સૂકાયુંઃ પ્રાણ સ્પન્દને
જીવે છે એટલું નક્કી થતું ને એક આસને
બેસતાં રાફડા બાઝયા કીડીના તે શરીરને
સમાધિ ભંગ ના થાતો. પ્રેમથી રામ રીઝતા—
જાનકી સહ કાન્તારે રામભદ્ર ગયા અને
"પ્રસન્ન વિપ્ર ! છું તારા તાપથી તું નિહાળને,
આવ્યો છું જાનકી સાથે તને દર્શન અર્પવા
વ્હાલા ઊઠ થયો નામ જાપે તું મુક્ત સર્વથા"
કહી વલ્મીકને રામે ફેડ્યો તેના શરીરથી,
પ્રેમાલિંગન અર્પીને કર્યો તેને ગતવ્યથ.
રામ સીતા તણી ભવ્ય દિવ્યમૂર્તિ નિહાળતાં
અસંપ્રજ્ઞાત યોગે તે ક્ષણવાર ગયો ડૂબી—
પુનઃ ભાન થતાં સાધુ પાદપદ્મે પડ્યો ઢળી
આશીર્વાદ વિના માંગ્યે રામભદ્ર દીએ વળી :
નામે જાપે વળ્યો દેહે વલ્મીક આજથી જગે
કારણે એ થશે ખ્યાત વાલ્મીકિ નામથી હવે,
કથા રામાયણી ગાશે સ્થાપશે કીર્તિ મંગલા,

પાવની સહુ છવોની જ્યાં લગી આ વસુંધરા.
અને પ્રભુની આ અનુકંપાએઃ—

(ઉપજાતિ)

બોલી શક્યો ના કશું અંતરાદ્રિથી
ઝરી રહી જાહ્નવી પ્રેમ અશ્રુની
સીંજાવતી તે પ્રભુ—પાદ—પદ્મો
અદૃશ્ય થાતા પ્રભુ સાથ જાનકી

(અનુષ્ટુપ)

કરોડો ઉરનાં પાપો ધોતો વાલ્મીકિ એ બન્યો
સત્સંગ રામના નામે તરી તારી ગયો અહો—
અને આથી જ કહ્યું છે કેઃ—

सत्संगतिः कथय किं न करोति पुंसाम्—

અને આપણે પણ તે જ રામનામનુ સ્મરણ કરતાં પૂર્ણાહુતિ ભણીએ કેઃ—

રામ-રામ-બસ-રામનામનો.......

हरिः ॐ तत् सत्

# સત્યકામ જાબાલ

પ્રિય ભાઈશ્રી ભીખુભાઈ દેસાઈને

શશી સમી શીતળ વૃત્તિ; મંગલા—
ભાવાર્દ્રતા ને ઋજુતા; કૃતજ્ઞતા;
તેજસ્વિની સત્ય ઉપાસના સખે!
નિલોકતાં આ કૃતિનાં સમર્પણે!

મંગલાચરણ :—

> ॐ वक्रतुण्ड महाकाय सूर्यकोटिसमप्रभ ।
> निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ॥ १ ॥
> अज्ञानतिमिरं निघ्नन् प्रेरयन् साधु वर्त्मनि ।
> सदान्तेवासिहृदये स्फुरतु श्रीहरिर्गुरुः ॥ २ ॥
> मत्स्यनारायणं देवं वंदेऽहं कामदं प्रभुम् ।
> लीलया विततं विश्वं येन तस्मै नमोनमः ॥ ३ ॥

સ્તવન :—

અસત વિષે જે રમતું ચરતું ગૂઢપણે ન દેખાતું;
સચરાચરમાં વસતાં લટકાં કરતું—નમું સતને :

મૂળપદ :—

મનવા! ગાને સત તણી બલિહારી
મનવા! સત તણી બલિહારી. ૧
અસત્ તણો ચમકાર વધારે-શરૂમાં-એનો ભપકો ભારે
પણ અંતે તે અસત્ ડુબાડે; શક્તિ એની નવ કે તારે. ૨
ઈશ્વર સત કે સત ઈશ્વર છે? મનમાં ચિન્તન કરતાં ભારે
સંત કહે કે સત ઈશ્વર છે સતનું શરણું જરૂર ઉગારે. ૩
સત નારાયણ સત પરમાત્મા સત વિષ્ણુ ને સત શિવ બ્રહ્મા
નામ વિવિધ પણ એક જ સતને સંતો વિવિધ પુકારે. ૪
જાને મનવા સતને ખોળે અસત્ વિષે કયાં મિથ્યા મ્હાલે;
સત્ નારાયણ આશ્રય લેતાં જોને! ભવનો ફેર ઉતારે. ૫
સત્ નારાયણ સન્નારાયણ હો સન્નારાયણ જય હો :
સત્ નારાયણ જાપ નિરંતર જપતાં ભય કો નાહો. ૬

પૂર્વરંગઃ—

એક પ્રતિષ્ઠિત લેખકે કહ્યું છે કે :—

(અનુષ્ટુપ)

"મળે છે વારસો જેમ વૃદ્ધોની પ્રાજ્ઞતા તણો
તેમ સંતાન પામે છે વારસો ઘેલછા તણો." ૧

—પણ આ ઉક્તિ અધૂરી છે. અસ્ત પામતી પેઢી ઉદય પામતી પેઢીને એક બીજી ચીજ પણ વારસામાં દેતી જાય છે. કઈ? તો કવિ કહે છે કે:—

(અનુષ્ટુપ)

ચિરકાળ ટકે એવો વ્હેમનો વારસો દીયે;
એવો ના યુગ જે મુક્ત વ્હેમની ઇન્દ્રજાળથી. ૨

અને વ્હેમ તો:—

જૂનો સ્વાંગ તજી લેતા નવો સ્વાંગ સફાઈથી;
કાયા પલટ છો હોતી, સત્ત્વમાં તદવસ્થતા. ૩

અને એવા વ્હેમો પૈકીનો એક તે:—

અતિ કઠણ છે સાચું બોલવું; વ્રત ના ટકે;
સત્યાનૃત સદા સાથે હાલે તો ખેલ આ નભે. ૪

—અને આટલેથી જ આ ડાહ્યાઓ અટકતા નથી. પોતાના શાણપણના સમર્થનમાં તેઓ યુધિષ્ઠિરનો દાખલો પણ ટાંકે છે કે:—

(અનુષ્ટુપ)

ધરી જીવન ના કો દી અસત્ય વેણ ઉચ્ચર્યાં;
યુધિષ્ઠિર છતાં તેનાં વ્રત અક્ષત ના રહ્યાં. ૫

અને તે ઉપરાંત ભગવાન શંકરાચાર્યનું વાક્ય પણ ટાંકતાં ડરતા નથી કે:—

"सत्यानृते मिथुनी कृत्य प्रवर्तते लोकव्यवहार:।

અને વેપારમાં તો સંસ્કૃત ભાષાનું એક બેભાન વાક્ય વેદ વાક્ય થઇને બેઠું છે કે:—

"सत्यानृते वाणिज्यम्"

પરિણામે લોકો જાણે અણજાણ્યે આ વ્હેમને પોષતા આવ્યા છે કે નર્યું સત્ય તો નહીં જ જીવાય!

—પણ આ પૃથ્વીવ્યાપી વહેમ વિચાર સમક્ષ પળભર પણ ટકે એવો નથી. કારણ? કારણ એ જ કે સોએ પંચાણુ વખત

માણસ સાચું જ બોલે છે. સદા ખોટું બોલવું કે કરવું અશક્ય છે. કવિ કહે છે કેઃ—

(અનુષ્ટુપ)

"આત્મા મનુષ્યનો સાચો સદા જૂઠે રહે નહીં:
સૂર્યશો અભ્રવૃન્દોને વિખેરી ચમકે સહી." ૬

(ઉપજાતિ)

"ક્ષણે ક્ષણેના સતથી વિરુદ્ધ
જવાય કો'થી; સતનો પ્રભાવ—
ઝમાવતું સત્ય ખસૂસ ભેદી
પાતાળને ઉપર સત્ય આવે." ૭

—અને આથી જ તો વેદનો ઋષિ સત્યનો મહિમા કહે છે કેઃ—

सत्यमेव जयते नानृतं
सत्येन पन्थाः विततो देवयानः

"દેવયાન" માર્ગ તો સત્યથી જ તરવરે છે. શ્રુતિની પાછળ સ્મૃતિ પણ કહે છે કે—

सत्येन दीप्यते सूर्यः सत्येन धार्यते क्षमा

અને મનુ મહારાજ પણ ટહૂકો પૂરે છે કે—

"सत्यान्नास्ति परोधर्मः"

—અને સત્ય જ વિજયી થતું હોઈને

सत्यस्याचरणं सत्यभाषणं चिन्तनं तथा ।
सुकरं हितकृच्चोक्तं सत्यं हि परमेश्वरः ॥ ८ ॥

—પણ આમ જો છેવટે સત્ય જ વિજયી થતું હોય તો પછી માનવી અસત્ય તરફ કેમ વળે છે? આ એક સમસ્યા છે છતાં એનો ઉકેલ સહેલો છે-કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

બાલ્યથી જૂઠની શિક્ષા બાળકો પામતાં રહે;
જેની તેની કનેથી ને જીવને નૂર ઓસરે. ૯

પરિણામે અશાન્તિને લણતાં પાક દુઃખનો;
અસત્યે વસતાં દુઃખો સુખનો પંથ સત્યનો ૧૦
અસત્ય સેવને જીવો જીવનશ્રી વધેરતા;
સત્યની ભક્તિથી તેમ જીવનશ્રી વધારતા. ૧૧

અને આમ છતાં:—

સર્વથા જૂઠથી આઘા, નિત્ય સત્યસ્થ માનવી–
અનેક વિશ્વમાં પાક્યા; – શોભા એ સંસ્કૃતિ તણી. ૧૨

અને આથી જ એક કવિ કહે છેઃ—

गोभिर्विप्रैश्च वेदैश्च सतीभिः सत्यवादिभिः ।
अलुब्धैः दानशूरैश्च सप्तभिर्धार्यते मही ॥ १३ ॥

અને આથી જ સત્યનો મહા–મહિમા ગાતાં એક કવિ ટહૂકો કરી ઊઠે છે કેઃ—

(શાર્દૂલવિક્રીડિત)

विश्वासायतनं; विपत्ति दलनं; देवैः कृताराधनम्
मुक्तेः पथ्यदनं; जलाग्निशमनं; व्याघ्रोरगस्तम्भनम् ।
श्रेयः संवननं; समृद्धिजननं; सौभाग्यसंजीवनम्
कीर्तेः केलिवनं; प्रभाव भवनं, सत्यत्वपूतं वचः ॥ १४ ॥

સત્યના આ મહિમાના સમર્થનમાં આપણે સત્યકામ જાબાલની કથા ઉપર આવીએ તે પહેલાં એક વખત સત્યનું સ્મરણ કરી લઈએ કેઃ—

ભનવા ! ગાને સતતણી બલિહારી — ભનવા !
સતનારાયણ આશ્રય લેતો જેને ભવનો ફેર ઉતારે
સન્નારાયણ સન્નારાયણ હો સન્નારાયણ જય હો
સન્નારાયણ જાપ નિરંતર જપતાં ભય કો ના હો.

"इति पूर्वरंगः"
"अथ उत्तर रंगः"

(અનુષ્ટુપ)

ઈતિહાસ તણી દૃષ્ટિ સંધાતી, જ્યાં ન પ્હોંચતી–
પરોક્ષ ભૂતકાળે, આ ઘટના સત્ય સંભવી. ૧૫
આજના વિશ્વના પ્રશ્નો આ ના આ જ સ્વરૂપમાં
ન્હોતા તે કાળમાં; ન્હોતી જીવની આ વ્યથા-કથા. ૧૬
દૃશ્યમાં પગને રોપી અદૃશ્યે શીર્ષ પાઠવી
રહસ્યો વિશ્વનાં ગૂઢ ઉકેલી શકતો કવિ. ૧૭
ચાર્વાક પૂર્ણ સંતુષ્ટ; તેથી શંકર ફાલતો
ફૂલતો, ફળતો; નૈત્ર અતો ભ્રષ્ટ નતો થતો. ૧૮
ધર્માર્થ કામનાં ક્ષેત્રો ખેડી; લાભ અલાભની–
ગણત્રી મેળવી; મૂલ્યો તેમનાં મનમાં લહી– ૧૯
અકૃતાર્થ રહ્યું ચિત્ત; આત્માની શોધ ખોળમાં–
થયું એકાગ્ર; ને ભાળ્યાં સત્યમાં સાધ્ય સાધના;
ગૂંથાતી સત્ય પૂજાર્થે એવા તે કાળની કથા ૨૦

સત્યકામ જાબાલ નામનો એક બાળક; પાંચ સાત વર્ષની તેની ઉંમર. પિતા ગુજરી ગયેલા. માનું નામ જબાલા. તેની સાથે તે રહેતો. ખાતો ખેલતો. બાળપણને ? તેમાં શી ચિન્તા? તે દિવસો તો

(અનુષ્ટુપ)

पितृभिश्चिन्त्यमानास्ते दिवसा हृदयंगमाः ।
पश्चाच स्मर्यमाणाः हि भवन्ति हृदयंकपाः ॥ २१ ॥

આમ તેના દિવસો વહ્યે જતા હતા. એક દિવસ પાડોશીને ત્યાં તેણે એક ઉત્સવની ધમાલ જોઈ. ઉત્સવ હતો યજ્ઞોપવીતનો: ભારતના વિપ્ર માટે તો લગ્નોત્સવ કરતાં પણ આ ઉત્સવની વધારે કિંમત. કેમકે :—

(અનુષ્ટુપ)

યજ્ઞોપવીત સંસ્કારે શરૂ થાય સરસ્વતી–
સાધના વિપ્રની; વિપ્ર વિદ્યાના ધનથી ધની : ૨૧

ભારે ધામધૂમ પૂર્વક પાડોશીના બાળકને ગુરુકુળમાં વિદાય કરવામાં આવ્યો. સત્યકામ જબાલે રસ-પૂર્વક એ આખો વિધિ જોયો. અને કુદરતી રીતે જ તેના હૃદયમાં પણ તેવી જ ઝંખના થઈ. દોડતો દોડતો એ માતા કને ગયો. તેના ખોળામાં ભરાઈ ગયો. માને ? મા તો કવિ કહે છે કેઃ—

(અનુષ્ટુપ)

માતા તો બાળકો કાજે સર્વેચ્છાનું સદાવ્રત;
અક્ષય્ય પાત્ર એ સર્જ્યું પ્રભુએ ધન્ય કો ક્ષણ. ૨૨
ડરે છે બાપથી-બચ્ચાં બહુ પાસે ન આવતાં
. બા અને બાપની વચ્ચે બાના મૂલ્ય વધી જતાં ! ૨૩
અને આથી જ શું ગાતો કવિ પેલો ગહ્રા સાચા-
"આંકેલે ધરતી માતા ભલે માર્તંડ હો ઊંચા. ૨૪
—માનો ખોળો ખૂંદતાં બાળક કહેવા લાગ્યો :—

(વસંતતિલકા)

મારે જવું ગુરુ કને ભણવા સુવિદ્યા
યજ્ઞોપવીત અર્પી સુજને સુદીક્ષા–
કાં માવડી ! નવ દીએ? શિશુ મિત્ર મારા
સર્વે ગયા ગુરુ ગૃહેઃ ગમતું ન હાવાં. ૨૫

–અને બાળકની પ્રેમ મીઠી વાત સૂણતા માની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. જે ક્ષણની એને બીક હતી તે જ આવીને ઊભી ! એને બીક હતી કેઃ—

(અનુષ્ટુપ)

કોઇ દી પૂછશે બાળ અવશ્ય કુળ ગોત્રને;
શું કહીશ તદા તેને ગોત્રનાં ભાન ના મને ! ૨૬

વાત એમ હતી કે જબાલા એક બહુ મોટા કુળમાં પરણી હતી. ઘરકામમાં જ તેને વ્યગ્ર રહેવું પડતું હતું. વહુ તરીકે ભારે મલાજો પાળવો પડતો હતો. અને જુવાનીની

શરૂઆતમાં જ સત્યકામને જન્મ થઈ ચૂકયો હતો. ધર્મ કર્મ સંયોગે ગામમાં મરકી ચાલી અને જબાલા અને સત્યકામ સિવાયનાં બધાંય નાનાં મોટાં સગાંવહાલાં એમાં ભરખાઈ ગયાં! પીયેરિયાં અને સાસરિયાંના અચાનક અણુચિંતવ્યા વિયોગના આઘાતોથી જબાલા હેબતાઈ ગઈ હતી! અને દુઃખના દિવસોમાં એની યાદદાસ્ત પણ ઝાંખી પડી ગઈ હતી! અને એ એનાં ગોત્ર પ્રવર વગેરેને પણ ભૂલી હતી.

અને રીવાજ એ કે ગુરુકુળમાં દાખલ થતાં જ વિદ્યાર્થીને તેનાં ગોત્ર-કુળ-પ્રવર વગેરે પૂછાતાં! મા જાણતી ન હતી. બીજો કોઈ જાણકાર રહ્યો ન હતો. અને બાળકે તો જવાની વાત છેડી આગળ ચલાવ્યું કેઃ—

ब्रह्मचर्यं मवति विवत्स्यामि किं गोत्रोऽहमस्मि ?

અને પ્રશ્ને માતાના હૃદયમાં ધ્રાસકો પડયો. કેમકે જો ગોત્રકુળ પ્રવર વગેરે ન કહે તો તેના ચારિત્ર્ય ઉપર શંકા જાય. કેમકે સમાજ તો સમાજ જ. કહ્યું છે કેઃ—

(ઉપજાતિ)

સમાજ છોડે નવ રામ જાનકી,<br>
સમાજ ભાળે નવ કુંતી—દ્રૌપદી<br>
સમાજ છાંડે નવ ચંદ્રને રવિ<br>
જીતાય કોથી નવ લોક જીભડી! ૨૭

અને માતાના હૃદયમાં સંઘર્ષ જાગ્યો-કોને જીતવા દેવું સત્યને કે જગતને? કેમકે :—

(ઉપજાતિ)

યથાર્થ બોલું સહુ લોક ભાંડશે<br>
અસત્ય બોલ્યે નવ સત્ય રીઝશે.<br>
નિન્દા સહું વા કરું સત્ય રંજન-<br>
સાચે હતી એ પળ રોમહર્ષણ! ૨૮

પણ માતા અંતરની મહાન હતી. તેણે સ્વસ્થતાથી નિર્ણય લીધો કે :—

(ઉપજાતિ)

થનાર જે હોય થજો નિરાંતે
ન સત્યનો ત્યાગ જરાય ભાવે;
રક્ષીશ જો સત્ય, સદાય રક્ષશે
મને ય તે સત્ય ન આંચ આવશે. ૨૯

અને સત્યપ્રિયા માતએ બાળકને હૃદય સરસો ચાંપી કહ્યું– न अहं एतद् वेद तात! यद् गोत्रः त्वमसि। बहु अहं चरन्ती परिचारिणी यौवने त्वां अलभे सा अहं एतद् न वेद यद् गोत्रः त्वमसि। અને બાળકને શંકા તો ન જ આવી પણ મૂંઝાયો. કેમકે:–

(અનુષ્ટુપ)

"ગોત્ર જ્ઞાન અભાવે ના પ્રવેશ આશ્રમે મળે;
સ્વીકારે ગુરુ ના તેને મૂંઝારો કેમ આ ટળે." ૩૦

માતાએ બાળકની મૂંઝવણ જોઈ. પણ તેના અંતરમાં વસતું સત્ય ઝબકી ઊઠયું. હિંમતભેર કહેવા લાગી.

(અનુષ્ટુપ)

રખે તાત! જરા હૈયે અમૂંઝણ તને હજો;
કહું તેવું કહેજે તું સત્યનો જય તો થજો. ૩૧

કહેજે તારા ગુરુદેવને કે जबाला नाम तु अहमस्मि, सत्य कामो नाम त्वमसि! स सत्यकामः एव जाबालः ब्रुवीथाः इति–ધન્ય છે ને માતાની સરલતા ભરી અચલ સત્યનિષ્ઠાને?

અને બાળકને હેતના આશીર્વાદ સહિત માતાએ ગુરુકુળમાં મોકલ્યો. હજારો વિદ્યાર્થીઓ તે ગુરુકુળમાં ભણતા હતા ગુરુકુળના આચાર્ય નામાંકિત હતા. હારિદ્રુમત ગૌતમ તેમનું નામ. બાળક ત્યાં હર્ષથી પહોંચ્યો ને જોયું તો—

(અનુષ્ટુપ)

સેંકડો છાત્ર ત્યાં બેઠા આસપાસ ગુરુ તણી;
નક્ષત્ર ગણની વચ્ચે સોહે વ્યોમે યથા શશી. ૩૨

જ્ઞાન ઔદાર્યને તેજે ભરી મૂર્તિ ગુરુ તણી;
બાળતાં બાળનાં હૈયે ભાવ ભાગીરથી ઝરી. ૩૩

હિંમતપૂર્વક બાળક ગુરુની કને પહોંચ્યો. પ્રણામ કર્યા. નીડરતાથી કહેવા લાગ્યો.—

( અનુષ્ટુપ )

ભગવન્! વંદના મારી; માતાએ મોકલ્યો મને,
ભણવા આપની પાસે ભવ્ય આ પુણ્ય આશ્રમે. ૩૪
યજ્ઞોપવીત દીક્ષા દે સ્વીકારો બાળ શિષ્યને;
બ્રહ્મચર્ય વ્રતે સોહી આરાધું માત શારદા. ૩૫

અને આ બાજુ ગુરુદેવ પણઃ—

સૌમ્ય ઓજભરી મૂર્તિ નિરખી કાન્તિ દીપતી;
ભાવ લાલિત્યથી પૂરી જરા વાર ગયા ઠરી. ૩૬

અને વાત્સલ્ય ઉભરાતાં બાળકને ખોળામાં લઈ વ્હાલથી પૂછવા લાગ્યાઃ—

( અનુષ્ટુપ )

પ્રિયદર્શન! શું તારું ગોત્ર પ્રવર ને કુલ;
બોલ, એ જાણતાં વારો પ્રવેશ આશ્રમે ધ્રુવ. ૩૭

અને આજુબાજુના શિષ્યો પણ એકાગ્ર થઈ નવા નિશાળિયાને એકીટશે જોતા સાંભળવા ઉત્સુક થયા. શિષ્યે તો માતાએ જેટલું કહ્યું હતું તેટલું અક્ષરશઃ ગુરુદેવને કહ્યું ને આજુબાજુના શિષ્યો તો—

( મંદાક્રાન્તા )

તાકી તાકી નયન નિરખે બાળને. શિષ્યવૃંદઃ
હૈયાં સૂગે ખળભળ થતાં સાંભળી વાત દુષ્ટ;
ક્યાંથી આવ્યો કુલરહિત આ વર્ણસાંકર્યયુક્ત—
એવા ગર્વે મલિન બનતાઃ કિન્તુ આચાર્ય—દેવ. ૩૮
દૂબ્યા ધ્યાને પળભર થયા. ધૈર્ય ગાંભીર્યપૂર્ણ
જાણે ઊંડા વિમલ સર શા ભવ્ય ને નિસ્તરંગ;
ભાળી નિષ્ઠા-સત-સરળતા-નમ્રતા ને વિવેક
ઓજસ્-કાન્તિ-વિનય શુચિતા તેજ તે ચક્ષુગર્ભઃ

ઊંડે ઊંડે હૃદય રમતો આત્મ બોલી ઊઠ્યો કે
સાચો બેટા! દ્વિજ; અવરના કો કળૂલી શકે આ. ૩૯

(અનુષ્ટુપ)

ધન્ય છે ધન્ય છે તાત! સાચો વિપ્ર તને લહું;
અવિપ્ર કો ન આ વાણી ઋતંભર વદી શકે. ૪૦
નહીં કેવળ જન્મે કો વિપ્ર સાચો બની શકે
જન્મ ને ગુણ સંસ્કારે વિદ્યાએ વિપ્ર વિપ્ર છે: ૪૧

માટે તો એ સત્યધની બાળક! ની—

(અનુષ્ટુપ)

સૌમ્ય! તું સમિધા લાવ યજ્ઞદીક્ષા તને દઉં
યજ્ઞોપવીત દેવામાં નહીં બાધ તને લહું. ૪૨
न त्वं सत्यादगास्तात! મારો તું શિષ્ય આજથી
તારો આચાર્ય હું રે'તું નિરાંતે આશ્રમે અહીં. ૪૩

અને ગુરુદેવનો આ નિર્ણય સૂણી—

(અનુષ્ટુપ)

ઔદાર્ય, સત્યનિષ્ઠા, ને મૂલ્યાંકન મહા વળી;
ઉદાર ધોરણો ભાળી ગુરુનાં; શિષ્ય મંડળી. ૪૪
થંભતી ક્ષણ માટે ને મહા આશ્ચર્યમાં ગળી—
વંદતી ગુરુને પાગે; મહત્તા સત્યની લહી: ૪૫

અને સત્યનો આ પ્રભાવ તો દિવ્ય જ ને? માતા અને પુત્રનાં સત્યે કામણ કર્યાં, જાતને પ્રસ્થાપિત કરી: પછી તો સત્યકામ મહાન આચાર્ય થયો અને—

(અનુષ્ટુપ)

માતાની સત્ય નિષ્ઠાની સંક્રાન્તિ પુત્રમાં થઈ;
સત્યના જયની ગાથા વિશ્વમાં પ્રસરી ગઈ. ૪૬

આથી જ ઋષિનો બોલ છે કે:—

— सत्यमेव जयते नानृतम् —

તો આપણે પણ સત્યનારાયણને યાદ કરી—વંદના કરી-આરતિ કરીશું કે—

મનવા! ગાને સત્ય તણી બલિહારી

—હરિ: ૐ તત્સત્—

# જડભરત

શ્રી. સાવિત્રીબેન ન. દેસાઇને

ઉદારતા ને શુભકર્મનિષ્ઠા<br>
પવિત્રતા, યજ્ઞમયી તપસ્વિતા;<br>
દયાલુતા ને શુચિ ભાવભક્તિ,<br>
સ્નેહ નિહાળી; અરપું મહા કૃતિ.



અવધૂત શિરોમણિ

– જ ડ ભ ર ત –

મંગલાચરણ :—

चक्रतुण्ड महाकाय सूर्यकोटिसमप्रभ ! ।
निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ॥ १ ॥
अज्ञान तिमिरं निघ्नन् प्रेरयन् साधु वर्त्मनि ।
सदान्तेवासिहृदये स्फुरतु श्रीहरिर्गुरुः ॥ २ ॥
यस्य कृपाकटाक्षेण ध्रुवं माया विलीयते ।
उदेति परमानन्दः वंदे तं नन्दनन्दनम् ॥ ३ ॥

સ્તવન :—

આત્મરમણને કાજે સરજ્યાં જેણે અનંત બ્રહ્માંડોઃ
નમન કરું તે "पर" ને જેને ગાતાં સમસ્ત વેદાન્તો. ૧

મૂળપદ :—

હરિનો જન તો તેને કહીએ હરિ રસમાં જે રમતો રે
હરિ વિણ જેને રસ ના બીજો ફક્ત હરિમાં રમતો રે. ૨
હરિમાં જાગે હરિમાં ઊંઘે હરિ સાથે જે વરતે રે
હરિ શરણે જે પળ પળ રે'તો નામે હરિનાં ગળતો રે. ૩
જન્મ મરણ જીવનના ખેલો હરિમાં જે અનુભવતો રે
સચર અચરમાં એક સમાધિ હરિની અંતર લહતો રે. ૪
તિમિર વિષે જે તડકો ભાળે તડકે તિમિર નિહાળે રે
તેજ તિમિરનાં લટકાં વચ્ચે અણખોટયો જે રે'તો રે. ૫
નટવર કેરાં નાટક સઘળાં મુનિ ભાવે જે જોતો રે
પ્રેક્ષક થઈને રસમહિમાને માણી છાનો રે'તો રે. ૬
નાટક અંતે નટવર જ્યારે લીલાને પરહરતો રે
નટવરનો એ ફોટો ત્યારે નટવરમાં ઓગળતો રે. ૭

પૂર્વરંગ :—

ત્રિગુણાતીતનાં લક્ષણ આપતાં ભગવાન કહે છે કેઃ—

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ! ॥
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥

—અર્થાત્ જે ત્રણ ગુણો સાથે જે અસહકાર કરે, અસહયોગ આચરે તે ત્રિગુણાતીત એ છેવટના સિદ્ધાન્તને સમજાવતાં ભગવાન સ્પષ્ટ કરે છે કેઃ—

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ॥
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥

—અર્થાત્ સ્વપ્ને પણ, ભૂલમાં પણ, ત્રણ ગુણોની ઈષ્ટ અનિષ્ટ ચળવળને જે મચક ન આપે તે ત્રિગુણાતીત!

તો એ ત્રણ ગુણોને ચળાવી નાખે એવી ચળવળ કઈ? સુખ–દુઃખ; પ્રિય–અપ્રિય; નિન્દા–સ્તુતિ; માન–અપમાન; ગમો–અણગમો; વગેરે પ્રકૃતિની–ત્રણ ગુણોની ચળવળ છે. એ દ્વારા આત્માને પ્રકૃતિ ધ્યાન ભ્રષ્ટ અને સ્થાન–સ્વરૂપ–ભ્રષ્ટ કરે છે. એ ચળવળનાં ન તો સ્વાગત કરે–ન તો તેમની મૈય્યત કાઢે–તેમની હાજરી કે વર્તનની આઘે આઘે પણ નોંધ ન લે–પરમ ઉપેક્ષા કેળવે તે ત્રિગુણાતીત. ભગવાન સ્વયં કહે છેઃ—

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ॥
तुल्यप्रियाप्रियो धीरः तुल्यनिन्दात्मसंस्तुतिः ॥
मानापमानयोस्तुल्यः तुल्यो मित्रारिपक्षयोः ॥
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥

આ સુખદુઃખ, નિન્દા–સ્તુતિ, વગેરેની ગુણ વૃત્તિઓ સ્વરૂપ સિંહાસન ઉપરથી આત્માને ભ્રષ્ટ કરી, તેને માયાની માચી ઉપર બેસાડી, જન્મ મરણના ચક્ર ઉપરથી ઉતરવા દેતી નથી. તેને દુઃખી કરે છે.

તો આત્માનું આ ત્રણ ગુણોમાં અધઃપતન સ્વાભાવિક છે કે કૃત્રિમ છે? માણસે એ વિચારવું જોઈએ કેમકેઃ—

(અનુષ્ટુપ)

વિચારે માનવી નોખો બીજાં પ્રાણી સમૂહથી;
વિના વિચાર જે વર્તે કૃતઘ્ની ઈશનો નકી. ૮

વિચારીને પછી વર્તે ઘટે જેવું વિવેકથી
તે મનુષ્યઃ ન આકારે કો થતો માનવી કદી. ૯

અને આથી આત્માને થતું ત્રિવિધ દુઃખ—ના એટલું જ નહીં—दुःखमेव सर्वं विवेकिनः બધું જ દુઃખરૂપ હોઈને—એ સ્વાભાવિક છે કે અસ્વાભાવિક છે–એ વિચારવું ઘટે. કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

તટસ્થ ભાવથી જ્યારે મનુબાળ વિચારશે—
સત્યને; મળશે સત્ય; સત્ય સેવ્યે સુખી થશે. ૧૦

તો વિચારીશું કે સ્વાભાવિક એટલે શું? સ્વાભાવિક તે કે જેને લઈને વસ્તુનું વસ્તુપણું છે, અને—

(અનુષ્ટુપ)

સ્વાભાવિક તણો કો'દિ અભાવ વસ્તુમાં નહીં;
સ્વભાવ વસ્તુમાં નિષ્ઠ કદી છોડી જતો નથી. ૧૧
વિયોગ યદિ માનો તો વસ્તુ તે વસ્તુના રહે;
જતાં સૂર્ય પ્રભા, સૂર્ય, સૂર્યરૂપે નહીં રહેઃ ૧૨

અને આમ સુખ દુઃખાદિ વૃત્તિઓ જો સાચે જ આપણાં સ્વરૂપમાં હોત—આપણા સ્વભાવમાં હોત તો ક્ષણભર પણ એ આપણાથી વિખૂટી ન પડી હોત. પણ પડે છે. આથી સુખ દુઃખાદિ ભાવો આપણામાં મૂળમાં જ નથી કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

નિદ્રા સ્થિતિમાં નવ ભાન દેહનું
ન ગેહનું કે સુખ દુઃખ મોહનું;
ન વિશ્વનું કે નવ કોઈ બીજું
ઉપાધિ હીણું સુખ આત્મદેવનું : ૧૩

વળી નિદ્રાની અવસ્થામાં તો—

(ઉપજાતિ)

સ્વરૂપ આનંદ વતી ભરેલું
સ્વતંત્ર ને સ્વસ્થ, અસીમ ઘેરું;

તાણું — નવું શાશ્વત —એકધારું—
ન વૃદ્ધિ કે હ્રાસ વતી વીંધાયું! ૧૪

અને તે ઉપરાંત—

અપૂર્વ આકર્ષણ એ પ્રમોદનાં—
તરુણ નવોઢા મધુરાત્રિએ જતાં—
મોડાં - ભલે તો ય જતાં, સુષુપ્તિમાં
સુણી થવા—વિસ્મયકારિણી કથા! ૧૫

આ અનુભવ શું કહે છે?—કવિ ઉમેરે છે કેઃ—

એ શું બતાવે?—સુખ પૂર્ણ આત્મા
આનન્દદાતા; નવ ભિક્ષુ; ને વ્યથા—
દુઃખો તણી કૃત્રિમ; ન સ્વરૂપમાં—
ઘટી શકે દુઃખ તણી કદી છટા! ૧૬

અને આમ સવળું વિચારીએ છીએ તો આપણું સ્વરૂપ-આત્મા તો આ બધા ગુણોના સંનેપાતથી અસ્પૃષ્ટ જ છે. એ સ્વરૂપે જ સુખી છે. અરે! એ સુખ ધાતુનો જ બનેલો છે. પણ આટલું વિચારીએ તો યે સમાધાન થતું નથી. આત્મા સુખ સ્વરૂપ હોયો જોઈએ એમ તો લાગે છે—પણ અનુભવ તો કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

દુઃખ—દુઃખ અને દુઃખ—દુઃખની જ પરંપરા—
અનુભૂતિ વિષે આવે—સમાધાન નહીં થતાં! ૧૭

વાત સાચી લાગે છે. છતાં સ્વીકારી શકાય એમ નથી. કેમ?—કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

સત્ય જો સત્ય છે તો તે કદી મચક ના દીયે,
સત્ય પ્રસ્થાપના યાચે સામર્થ્ય ઉચ્ચ કોટિનું. ૧૮

દુઃખાનુભવ અધ્યાસથી જ થતો હોઈને એ સાચો નથી. આથી સાચાં સુખસ્વરૂપ આત્માનાં પ્રસ્થાપન માટે

શક્તિની સાધના જોઈએ છે. સત્ય વિચારને દૃઢપણે વળગવાથી જ એ શક્તિ મળે છેઃ—કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

ભલે ને છીપમાં ચાંદી રજ્જુમાં સર્પ ને વળી
દેખાતાં; વસ્તુગત્યા, ના; આત્મામાં તેમ તે સહીઃ ૧૯

(ઉપજાતિ)

આરોપથી સત્ય અસત્ય ના બને
માની લીધે દોરડી સર્પના થશે;
અનાત્મ આરોપથી આત્મ ના બને
અનાત્મ; આ સત્યઃ સદા જયી હશેઃ ૨૦

આથી સંતો કહે છેઃ—

અનાત્મના આક્રમણે અધીર—
સ્વીકારશે આણ; ન કિન્તુ ધીરઃ
ન નાગના કાતિલ ઝેર ડંખથી
પરાસ્ત થાશે નકુળ પ્રભાવથી. ૨૧

અને આ આત્મ પ્રસ્થાપન માટેનાં બળ મેળવવાની ગુરુ ચાવી બનાવતાં ભગવાને કહ્યું છે કેઃ—

मां च योऽव्यभिचारेण भक्ति योगेन सेवते ।
स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥

અને આ અવ્યભિચારી ભક્તિ એટલે—ભગવાન શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

"स्वरुपानुसंधानं भक्तिः"

જીવનની પળે પળ સ્વરૂપનું અનુસંધાન એ જ ભક્તિ છે. અને આથી સમજુ માણસે તો—

(અનુષ્ટુપ)

કરી મૈત્રી તણી દહાણુઃ વર્ષાવી કરુણા ઝડી;
મુદિતામાં કરી સ્નાન ઉપેક્ષાને વરી વળી. ૨૩

(ઉપજાતિ)

વિવેક વૈરાગ્ય શમાદિ સંધરી
મુમુક્ષુતાનો દૃઢ પાણી ને ગ્રહી

અસંગનું શસ્ત્ર સુતીક્ષ્ણ ઝાલી
ત્રૈગુણ્યનાં જંગલને વિદારી— ૨૩

આત્મીય સચ્ચિત્ સુખના પ્રદેશે ,
સમાધિ સાધી વસવું વિવેકે;
જ્ઞાનાગ્નિથી સંચિતને પ્રજાળી
અસંગ રીતે ક્રિયમાણ સાધી— ૨૪

પ્રારબ્ધને ધૈર્ય વતી વિદારી,
અકંપ્ય ભાવે વસવું સુખેથી;
પ્રારબ્ધ પૂર્ણાહુતિ કાળ આવ્યે
સ્વચ્છંદથી, કંચુકી સર્પ જેમ— ૨૫

વિસારતો તેમ, વપુ વિસારી—
યોગપ્રભાવે, પ્રભુની કૃપાએ,
જ્યાં હોય ત્યાં તે પળને નિમિત્તે
અશોચ્ય એવો ભળશે સ્વરૂપે. ૨૬

આ રીતે જીવતાં જીવત સાધનાનાં બળે અને પ્રભુકૃપાએ માયાને જીતીને પ્રભુમાં રમવું ઘટે. આવા મહાપુરુષની કથા, સિદ્ધાંતના સમર્થનમાં સૂણીએ તે પહેલાં મૂળપદનું રટણ કરી એકાદ રામધૂન રટયાનો આનંદ લઈએઃ

હરિનો જન તો તેને કહીએ.

(જય રામ જય રામ જયજય રામ)

—इति पूर्वरंगः—

—: उत्तररंग :—

(અનુષ્ટુપ)

કથા કહે પ્રભુ કાજે નવખંડ વસુંધરા—
તૃણ પેરે તજી, રાજા ભરત ધીર જંગલે— ૨૭

ગયો—ને યોગ નિષ્ણાત બન્યો મર્મજ્ઞ ભક્તિનો;
મૃગ—સંગે થયો ભ્રષ્ટ મરીને મૃગલું થયો. ૨૮
જાતિ—સ્મર મહાત્માએ ઉદ્વેગ—વશ દેહ તે
હરિ સ્મરણથી છોડ્યો પામ્યો જન્મ દ્વિજ ગૃહે ૨૯

આમ સંગનું પ્રાયશ્ચિત્ત થયું, પણ ચાલુ જન્મે પાછો ક્યાંયે સંગ ન લાગી જાય તે જોવાનો તેણે નાનપણથી જ નિશ્ચય કર્યો. કહ્યું છે કેઃ—

(ભુજંગી)

થઈ ભૂલ તે તો થઈ; કિન્તુ તેને
ફરી ના થવા દે, કરી ખેદ સાચો;
ફળો ભૂલનાં ભોગવી વીરતાથી
ધરી ધીર સદ્વર્તતો ભદ્ર પામે. ૩૦

આ ઉપરાંત:—

(અનુષ્ટુપ)

ઊંચાં ચઢાણ છે લીસાં; પગનું લપસી જવું
શક્ય છે; પાપ ના માનો; કિન્તુ નીચે પડ્યા છતાં— ૩૧
ફરી ના ઊઠવું તે છે; આત્માની ઊર્ધ્વ કૂચમાં—
આરોહણ અને પાત; યદિ નિશ્ચય—શુભ્રતા. ૩૨

અને ભગવાને તો આશ્વાસન આપ્યું જ છે કેઃ—

अपिचेत् सुदुराचारो भजते मामनन्यभाक् साधुरेव स मन्तव्यः

કેમ?—તો કહે છે કેઃ—

सम्यग् व्यवसितो हि सः ।

સાચા નિશ્ચયની જીવનમાં ભારે કિંમત છે. પડ્યા પછી પણ જે ઊઠીને ચાલવાનો નિશ્ચય કરે છે તે આ માર્ગે ખોવાતો નથી. હાં. પાપનું વિધાન ન કરાય. પણ પાપનું પાવક મૂલ્ય પણ વિશ્વની યોજનામાં ન વિસરાય. જો દુનિયામાં પાપ છે તો—

(અનુષ્ટુપ)

પ્રભુના પ્રેમની ગંગા પાવની વિશ્વમાં વહે—
પાપની કાલિમા ધોતીઃ પાપથી પ્રભુની દયા— ૩૩

અનન્ત ગુણ છે મોટીઃ પાપની શી વિસાત ત્યાં
જીવમાત્ર દયાપાત્રઃ નિષ્પાપ નવ જન્મતાઃ ૩૪

અને આપણા કથા નાયકે દૃઢ નિશ્ચય કર્યો કે હવે સંગમાં નથી જ ફસાવું—કારણ—?

(અનુષ્ટુપ)

તરંગ સમ આરંભે નહીં દુઃસંગ દુસ્તરઃ
સમુદ્ર સમ તે અંતે થતો કિંતુ સુદુસ્તરઃ ૩૫

—અને પરિણામે છેક નાનપણથી જ એણે એવી ચર્યા કરવા માંડી કે સૌને એના શાણપણ વિષે શંકા થવા માંડી! કારણ?—

(અનુષ્ટુપ)

ક્રિયા માત્ર વિશે એનું ઔદાસીન્ય બન્યું રહે—
પદાર્થ એક ના એવો જે એના મનને ગ્રસે: ૩૬
નહીં સ્નાન તણું ભાન ન વા શૌચ તણું કદી
ન ખાવાનું ન પીવાનું ખેલવાનું વળી કદી. ૩૭
સ્વયં કર્તૃત્વ ના તેને ન વા ભોક્તૃત્વ માનતો
પરેચ્છાએ કરાવે તે ક્રિયા—તત્પર લાગતો ૩૮

અને આથીઃ—

સ્વજનોને થઈ ખાત્રી-"જડ આ જીવ" વંશના,—
ઘોર પાપે અહીં જન્મ્યો—કર્મની ક્રૂર આ કથા! ૩૯
મહાત્માના મહાભાવો પામરો નવ જાણતા!
યવાંકુર કદીયે શું માપતો વટ ભવ્યતા! ૪૦
મલિનાન્તર સંસારી અવધૂત તણી દશા—
અવિકારી; કદી જાણી શકે ના વિકૃતિ—ગ્રસ્યાઃ ૪૧

અને માતાપિતાના અંતરને તો ભારે સંતાપ હતો જ. શું કરે માતાપિતા? બીચારાં સમાધાન મેળવતાં કેઃ—

(અનુષ્ટુપ)

પિતરો જન્મના દાતા નહીં કર્મ તણાં કદી;
કરણી સર્વ જીવોની—સ્વયં ઉત્તર—દાયિની. ૪૨

—અને છતાં કદાચ ગાયત્રી જપના પ્રભાવે બાળકની જડતા દૂર થશે—એમ માની તેને જનોઈ પણ આપ્યું. પણ આ તો સમજી બૂઝીને વર્તતું બાળક! કહ્યું છે કેઃ—

( અનુષ્ટુપ )

અતિ અંધાર ને તેજે વસ્તુ દર્શન ના થતાં—
ન તેથી તેજ—અંધાર એક રૂપ બની જતાં! ૪૩

અને બાળકનેઃ—

યજ્ઞોપવીત અર્પાયું પરંતુ ફેર ના પડયો;
બોલે ગાવંત્રી ગાયત્રી આઘાત જબરો થયો— ૪૪
પિતાના અંતરે; સ્વર્ગે સંચર્યાં વિપ્ર દંપતી;
તથાપિ શિશુના હૈયે શોક ભાવ નથી રતી. ૪૫

આમ કેમ તો કવિ કહે છે કેઃ—

( ઉપજાતિ )

ન શોક કે હર્ષ તણી કળાય;
છાયા ઉરે બાળકનાં જરાય!
કલેશો કપાયા—દઢ આત્મભાવને
ન મૂળ છેદે ફલલબ્ધિ થાયે. ૪૬

અને આવાં બાળકો તો આજની પરિભાષામાં problematic children! કેમ ના પડાય? પણ કવિ કહે છે કેઃ—

(ઉપજાતિ)

ગાંડા રહે જે સ્થલમાં બધાય
શાણાય ગાંડા સહુ ત્યાં ગણાય;
અજ્ઞાનથી ગ્રસ્ત સમસ્ત વિશ્વ
ઉન્મત્તનું એક વિશાળ સત્રઃ ૪૭

અને મોટાભાઈ ઉપર એનો સમસ્ત ભાર આવી પડ્યો. છતાં આપણો કથા નાયક તોઃ—

(અનુષ્ટુપ)

પ્રકાશ સમ નિર્લેપ; નિઃસંગ વ્યોમના સમો;
અસ્પૃષ્ટ સર્વ સ્પર્શોથી સલિલે પુંડરીક શો : ૪૮

—અને આ બધા ભાઈઓએ કંટાળીને છેવટે એને ખેતરની રક્ષાએ બેસાડયો. અને તે તો જડભરત! હા-કે ના પાડે તે બીજા! ભાઈઓ ત્યાં બેસાડી આવ્યા તો ખેતરમાં જઈને બેઠો. પણ આ તો—

(અનુષ્ટુપ)

ટાઢ તાપ વળી વર્ષા આવે તેમ વળી જતી
તે સૌની અસરે મુક્ત સમાધિ—રત માનવી! ૪૯

અને આ ઉપરાંતઃ—

(મંદાક્રાન્તા)

પંખીઓનાં વિવિધ ચણવા ખેતરે વૃન્દ આવે
ના ઉડાડે; પશુ ગણ વળી વાડ ભેદી પ્રવેશે.
વારે તેને નવ; સકલ આ વિશ્વ છે સર્વ ભોગ્ય—
એવી એની સમજઃ સહુનો ભાગઃ ઓ! દષ્ટિ ધન્ય! ૫૦

અને હવે તો હદ થઈ ગઈ. કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

કંટાળ્યાં સ્વજનો તેનાં; પામ્યો સૌની ઉપેક્ષિતાઃ
ધરી કંથાઃ યદચ્છાથી દેહ યાત્રા નભે; તથા— ૫૧
રાત્રે વીરાસને બેસી ચોકી બ્હાને પરાત્મનાં
ધ્યાન—ધારા વિષે રે'તો, ભાન રે'તાં ન બ્હારનાં. ૫૨

એટલું જ નહીં—એ મહાત્માને તો—

(ઉપજાતિ)

ગંગા સમી નિર્મલ ચિત્ત ધારા
અજસ્ર ધારે વહતી પરાત્મા—
સ્વરૂપમાં નિત્ય,—સમાધિ—કાળ
વ્યુત્થાનમાં યે રસમાં વિહાર! ૫૩

આવો એ મહાપુરુષ—ત્રૈગુણ્યથી પર. પણ તેને ય પ્રારબ્ધ તો ભોગવવાં જ પડે ને? કહ્યું છેઃ—

(અનુષ્ટુપ)

નાશ સંચિતનો થાતો ક્રિયમાણ ફળે નહીં
ઋતે ભોગાત્ર પ્રારબ્ધં ક્ષીયેત જાણ માનવી! ૫૪

—પણ સમજુ અને મૂર્ખની પ્રારબ્ધ ભોગવવાની રીતમાં ફેર છે. સમજુ જે રીતે પ્રારબ્ધને ભોગવે છે તેમાં તત્ત્વજ્ઞાનનો વિજય છે. કહ્યું છે:—

(અનુષ્ટુપ)

વિના રાગે વિના દ્વેષે રહ્યું પ્રારબ્ધ માણવું—
કર્મવેગ પડે ઢીલો તો જ એ શાસ્ત્ર ભાખતું. ૫૫

—વાત એમ બની કે અમાવાસ્યાની ઘોર રાતે એ મહાત્મા ખેતરની રક્ષાને બ્હાને નિત્ય નિયમાનુસાર બેઠા હતા. એ ગાઢ અંધારામાં પણ તેમને માટે તો રમણીય અજવાળું જ હતું.

(અનુષ્ટુપ)

પ્રશાંત મુખમુદ્રા તે ધ્યાનાવસ્થા વિષે હતી,
બહિર્ભાન ભૂલી બેઠા એવે તે ઘટના બની. ૫૬

શું બન્યું? પાંચ પંદર ભિલ્લો હાથમાં શસ્ત્રો લઈને રસ્તે કંઈક શોધવા જતા હતા. ઘોર અંધારામાં એક ભિલ્લ મહાત્મા જડભરતની કાયા સાથે અથડાયો અને જોયું તો—

(અનુષ્ટુપ)

હૃષ્ટ—પુષ્ટ—મહાકાયા મેલી એક યુવાનની;
રસ્તો રોકી હતી બેઠી પડછંદી ગિરિસમી. ૫૭

અને એવી તે હૃષ્ટ પુષ્ટ કાયાને જોઈને પોતાની ભાષામાં હરખાઈને પોતાના સોબતીઓને તેણે કંઈક કહ્યું અને તરત:

(ઉપજાતિ)

ઉલ્લાસ ઉત્સાહ ઉરે જણાય;
ભિલ્લો તણાંને મગરૂબ થાય,
જાણે મળી સિદ્ધિ અલભ્ય ચિહ્ન,
એવાં; ટળ્યું હો જયમ ઉગ્ર વિઘ્ન: ૫૮

વાત એમ હતી કે:—

(અનુષ્ટુપ)

સંતાનાર્થી હતો રાજા ભિલ્લોનો ચંડિકા તણી
હિરત્ર આરાધના માંડી; યજ્ઞ કેરી પશુ બલિ— ૫૯

યદ્દચ્છાએ ગઈ છૂટી; ભિલ્લો શોધે બલિ નવી;
અવધૂત મળ્યે ચિન્તા ટળી તે ભિલ્લવૃન્દની. ૬૦

અને પછી તો પૂછવું જ શું ?–

(ઉપજાતિ)

મચાવતા શોર બકોર બાંધે–
મહાત્મને રજ્જુવતી, ઢસેડે–
અંધારમાં; કિન્તુ ન શબ્દ બોલે;
શાને અને કોણ કિમર્થ આ કરે ? ૬૧

અને તે તો:—

(અનુષ્ટુપ)

પરેચ્છાએ કરે કાર્યો સ્વેચ્છા જેવી ન ચીજ જ્યાં
અહંતા મમતા–સ્પર્શ સ્વપ્નેય નવ શોધતાં– ૬૨
મળે; તેવા મહાત્માને ક્ષુદ્ર ગેરી નહીં વ્યથા
પીડતી; નવ ભેદાતી આત્મજન્મી પ્રસન્નતા. ૬૩

આમ જડ ભરતજીને ભિલ્લો જંગલમાં લઈ ગયા. ચંડિકાનું મંદિર આવ્યું. યજ્ઞ પ્રસંગે ભેગા થયેલા ભિલ્લોએ પશુબલિ તરીકે મહાત્માને આણ્યા હતા—અને છતાં—

(અનુષ્ટુપ)

મહાત્માને ત્યહાં આણ્યા વિકરાળ હતી જગા–
પરંતુ ના મહાસત્વ અંતરે સ્હેજ વ્યગ્રતા : ૬૪

(ઉપજાતિ)

લાવી નવાડ્યા; નવ વસ્ત્ર સજ્જ
કર્યાં; ફૂલોના સ્રજથી નવાજ્યા;
પકવાન્નનાં ભોજન મિષ્ટ દીધાં
યજ્ઞીય યૂપે પછી ગાઢ બાંધ્યા— ૬૫
ભાલે કર્યાં કુંકુમ; તંદુલોથી—
વધાવતા; ઘોર નિનાદ—ગર્જતા—
વધેરવાને તલવાર ધાર
ઘસી; ન કિંતુ વિકૃતિ લગાર— ૬૬

દેખાય તે સંત મુખે; ન વાર,
—ધસી રહ્યું મોત; તૂટે ન તાર—
સમાધિનો; જીવન મૃત્યુ પાર—
આત્મા હતો; ધૈર્ય હતાં અપાર. ૬૭
પ્રસન્નતા અંદર આરપાર—
દેખાય અજ્ઞાન તણા ન ભાર;
નિશ્ચિન્તતા ગાઢ વિના કિનાર!
અસંગ તે જ્ઞાન છબિ ઉદાર! ૬૮

અને ગળાં ઉપર તલવાર પડવાની ક્ષણ તો આવી રહી! પોતાના ચરણે આવા પ્રભુનાં લાલનાં લોહી રેડાશે એ ખ્યાલે હવે દેવી ચંડિકા અકળાયાં. પ્રભુના લાલને તો દેવદેવીઓ પણ અધીન—કવિ કહે છેઃ—

( ઉપજાતિ )

અપૂર્વ ઉચ્ચાટ અસહ્ય દેવી—
ઉરે થયા; જ્ઞાનમયી મહર્ષિ
નિહાળતાં મૂર્તિ: પ્રચંડ નાદે
ફાટી ગઈ પત્થર મૂર્તિ: ચંડિકા— ૬૯
ભયંકરી મૂર્તિ ધરી; કરાલ
ત્રિશૂળ ને ખપ્પર ને કૃપાણ
હાથે ધરી; ઉદ્ધત નૃત્ય આદરી—
લિધો હણી; શોણિત ઉષ્ણપાન— ૭૦
કરી; શમી; બન્ધ મહર્ષિ તોડી
ભયાવહા મૂર્તિ પ્રભુ પ્રિયંકરી:

અને આ પ્રસંગે પણ આપણા મહાત્મા તો તેના તે જ.—

( ઉપજાતિ )

ન આવજો કે ન ભલે પધારો
ન વંદના કે વિધિ અન્ય ચાળો;
ન ધન્યવાદ સ્તુતિ—પ્રેમ—વાદ
વધા મહાત્મા; ગુણ કારભારે— ૭૧

# ગુરુકૃપા

શ્રી. મંગલાબેન

શ્રી. રતનબેન

શ્રી. હસુમતીબેન દેસાઈ

શ્રી. પ્રભાબેન દવે

ને

સાન્વર્થનામા જનની—ચતુષ્ટયી;
પ્રબોધના મંગલપંથ—ચારિણી.
હજો તમારો પથ ભદ્ર મંગલ ,
સમર્પતાં આ કૃતિ હર્ષ જન્મનો.



॥ तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ॥

**મંગલાચરણઃ—**

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

**સ્તવનઃ—**

ગુરુ પદવી છે ગૂઢા ઘટઘટમાં, હોય યદિ શિષ્યનો ભાવ;
સદય હૃદય ગુરુ રૂપે, ઉદ્ધરતો તું અવધૂત શિરોમણિ રામ.

**મૂળપદઃ—**

ગુરુ વિણ કોણ ઉતારે પાર ?
વ્હાલા ! ગુરુ વિણ૰
ભવ જલધિ દુસ્તર આ પ્રસર્યો
નવ આદિ ના પાર !
ગુરુ કરુણાની હોડી મળતાં
સુલભ થશે નિસ્તાર....ગુરુ વિણ૰
ગુરુ છે બ્રહ્મા ગુરુ છે વિષ્ણુ
ગુરુ અંબા—આધાર :
પર બ્રહ્મની ગુરુજી મૂર્તિ
ગુરુ સંસારે સાર....ગુરુ વિણ૰
ગુરુ ચરણે જો લાગી પ્રીતિ
ધ્રુવ તારો ઉદ્ધાર;
ગુરુ ચરણે તો લેને શરણું
ટળશે યમનો માર....ગુરુ વિણ૰

**પૂર્વરંગઃ—**

શ્રુતિનો બોલ છે કેઃ—निचाय्य तन्मृत्युमुखात् प्रमुच्यते- તેનો સાક્ષાત્કાર કરીને મૃત્યુના મોંમાંથી મુક્ત થવાય છે. અર્થાત્ મોતને પેલે પાર જવા માટે આત્મજ્ઞાન જ એક માત્ર ઉપાય છે. તો એ આત્માનું જ્ઞાન કેવી રીતે લાધે ? શ્રુતિ બોલ છે કેઃ-

અને આથી:—

(ઉપજાતિ)

વિકારથી એ અણુખોટ ભૂમિ
સંસ્કાર—શ્રીથી મુનિના વિરાજતી;
શુંછ રહ્યો આશ્રમ બ્રહ્મવાદથી
સંસારની જ્યાં પરિપૂર્ણ વિસ્મૃતિ! ૧૦

ઉપરાંત:—

(અનુષ્ટુપ)

સરિત્ સંનિધિ; ને વૃક્ષો—વેલ—પુષ્પ—ફળે લચી;
વિહંગો વિચરે ગાતાં સામ શાં ગાન વ્હાલથી, ૧૧
હરણા સ્વજનો જેવાં ફરે નિર્ભીક ભાવથી;
આશ્રમી જનના હૈયે પ્રેમ—નિર્વૈરતા વસી! ૧૨

અને આવા આશ્રમના અધિષ્ઠાતા કુલપતિ હતા ભગવાન શંકરાચાર્ય—એઓ કેવા હતા? તો કવિ કહે છે:—

(ઉપજાતિ)

યુવાન મૂર્તિ; પરિપૂર્ણ કાન્તિ—
બ્રહ્મર્ષિની, ઉજ્જ્વલ સૌમ્ય કીર્તિ—
જાણે ધરી આકૃતિ ઉર્વી ઉતરી—
નિઝ પ્રભાએ તિમિર શમી જતી: ૧૩

અને તે ઉપરાંત:—

(શાર્દૂલવિક્રીડિત)

બ્રહ્મજ્ઞાન, લઈ શ્રુતિ સ્મૃતિ, વળી ક્ષાન્તિ-પ્રશાન્તિ ગ્રહી—
પોતાના પરિવાર સંગ ઉતર્યું યાત્રાર્થ વિશ્વાંગણે;
આવી, આત્મગુણો વતી જગતને શોભાવવા ઈચ્છતું—
શ્રીમત્ શંકર રૂપમાં વિચરતું—ભર્ગ સ્વયં બ્રહ્મનું. ૧૪

અને એ આશ્રમ:—

(ઉપજાતિ)

ગુંજી રહે છે મધુ મક્ષિકા શા
વિદ્યાર્થીઓના કલશોર બોલે;

શાસ્ત્રીય ચર્ચા દિનરાત ચાલે
સંસારનો વા ન કદીય હાલે ! ૧૫

અને ભગવાન શંકરાચાર્યના ચાર વેદ જેવા ચાર પટ્ટશિષ્યો હતા. તેમાંના ત્રણ હતા કુશાગ્રબુદ્ધિ, પણ ચોથો હતો મોઘાથ બુદ્ધિઃ તેનું નામ હતું તોટક. બિચારો ભણતી વખતે પેલા ત્રણ સાથે ઢસડાતો રહે પણ તેના અંતરમાં કશુંયે ન ઉતરે. કવિ કહે છે;—

( ઉપજાતિ )

ભણે છતાં અંતરમાં ઠરે નહીં—
કશું ય ! લાગે ય ઉરે ઘણું; છતાં—
ઉપાય શો ? આવૃત એ મતિ હતી !
સરસ્વતી યત્ન છતાં ન રીઝતીઃ ૧૬

એના સહાધ્યાયીઓ એને વારંવાર ઊતારી પણ પાડતા ! મશ્કરીઓ પણ કરતા. તોટકને બૂરું પણ લાગતું—પણ—

( અનુષ્ટુપ )

હતો શાપિત એ જીવ શારદી—પ્રતિભા—સૂનો,
અકારો જાતને લાગે, એકાન્તે અશ્રુ સારતો. ૧૭

આવો ઠોઠ હતો એ તોટક—પણ સાથે સહૃદય હતો. પણ એણે એક પાકો નિશ્ચય કર્યો હતો કેઃ—

( ઉપજાતિ )

ભલે ન હો બુદ્ધિ કુશાગ્ર મારી
ભલે ન હો તે પ્રતિભા—ખુમારી;
કરીશ સેવા ગુરુદેવ કેરી
કૃપા ગુરુની જગમાં અનેરીઃ ૧૮

અને આ નિશ્ચયે પ્રેરાઈને અથાકપણે એ દિનરાત ગુરુની સેવા કરતો. ભણવાની બહુ કનવાર ન કરતો. પણ—

( ઉપજાતિ )

સેવાવ્રતી સેવન મગ્ન શિષ્ય,
સેવા તણી અંતર ધૂન નિત્ય. ૧૯

અને જ્યાં ગુરુદેવની અનુકંપાભીની વાણી સરી કે તરત
ધોઈને નદી કિનારેથી પાછા ફરતા તોટકના હૃદયમાં—

(ઉપજાતિ)

વિદ્યુત્ ઝબી ! સરકતો ઉર અંધકાર
વિદ્યા સમસ્ત પ્રકટે શ્રુતિ સર્વ સાર–
આત્મા થતો પ્રકટ; અંતરમાં અપાર
શાન્તિ; પ્રસન્ન મુખવર્ણ શિવાવતાર ! ૩૧

અને એ જ અવસ્થામાં પરબ્રહ્મ પરમાત્માની સ્તુતિ કર
આશ્રમમાં આવતાં વેંત ગુરુદેવના ચરણોમાં ઢળી પડ્યો. ગુ
દેવે તેને હૃદય સરસો ચાંપી લીધો. કવિ કહે છે:—

(અનુષ્ટુપ)

શિષ્યનાં પ્રેમનાં અશ્રુ આચાર્ય ચરણો ધુવે
ગુરુદેવ તણાં અશ્રુ શિષ્યનાં શિર ભીંજવે:

અને એ મહામંગલ પ્રસંગે:—

(ઉપજાતિ)

સમસ્ત દેવો કુલવૃષ્ટિ સારે
ગાન્ધર્વ આદિ કલગાન ગાય—
"સર્વ કૃપામાં મહતી ગુરુ કૃપા
સેવા થકી થાય સુલભ્ય એ સુધા:"

અને આથી જ મૂળપદમાં કહ્યું છે કે, "ગુરુ વિણુ
ઉગારે." આજના પવિત્ર દિવસે ગુરુદેવના ગુણગાન ગ
આપણે અચ્યુતમ્ કરીએ.

इति उत्तर रंगः
હરિઃ ૐ તત્સત્

# ગજેન્દ્રમોક્ષ

પ્રિય સુહૃદ પ્રિન્સીપાલ શ્રી. ભીમભાઈ નાયકને—

બંધો ! નિખાલસ; રસજ્ઞ; કૃતજ્ઞ હૈયું-
ભાવે ઉદાત્ત ભરપૂર; કથા અનેરી
તારી;-મહાનદ થયો ઝરણું મટીને-
તારો ટળી રવિ થયો; મુદિના ભરેલાં-

હૈયે, સમર્પિત કરું કૃતિ, ભાન-મંગલા;
નિષ્કામ ભાવ હૃદયે વસતો સદા આ:

મંગલાચરણ:—

॥ वक्रतुण्ड० ॥ अज्ञान तिमिरं० ॥ वसुदेव० ॥

સ્તવન:— (આર્યા)

રામ રટણમાં રમવું સાર કહ્યો અસાર સંસારે;
મનવા! રમને રામે રામા વા રમા નહીં તારે:

મૂળપદ:—

મનથી નજરે નિહાળ તું—
મનવા! ક્યાં બળ હોય છે ખરું!
તન કે મન કે મતિ વિષે
બળ દેખાય સહી; ન એ ખરું!!!
ધન કે સ્વજનો તણું વળી
સત્તા વા કુલ વૈખરી તણું—
બળ નક્કર ના કદી ગણું
બનતું આખર ઘાસ તાપણું!
બળ એક જ છે ખરે! ખરું
હરિનામે બસ એક જે ભર્યું!
હરિ આશ્રય એક આશ્રય
ઈતરાલંબન ઝાંઝવાં-જળ!

પૂર્વરંગ:—

પ્રશ્ન એ છે કે માનવ ભજ્યા સિવાય રહી શકે ખરો? જવાબ વાળતાં કવિ કહે છે:—

(ઉપજાતિ)

ભજ્યા વિના માનવ ના ટકી શકે-
હેવું સમર્પ્યું પ્રભુએ; અતઃ જગે-
ન કોઈ બક્તિ વિણ માનવી રહે-
હૈયાં તણો જન્મજ ધર્મ એ ખરે. ૧

અને આથી હૈયાંવાળો માનવી ચાહ્યા કે ભજ્યા વિના રહી શકે નહીં. આથી કવિ ઉમેરે છે કે:—

( ઉપજાતિ )

પાણી વહે; વાયુ સદાગતિ રહે;
વહ્નિ જળે; વિસ્મય કેમ સંભવે?
હૈયું ચહે; કેવળ જન્મ—જાત
સ્વભાવ છોડી ન શકે જ ભાવ!! ૨

અને આથી ચાહવું તો ઠર્યું જ. તો પ્રશ્ન એ છે કે કોને ચાહવું? કોને ભજવું? ચાહવા માટે બે જ પદાર્થો છે- ક્યાં તો માયા ક્યાં તો માયાપતિ! તો આ બેમાં આપણી ચાહનાને યોગ્ય કોણ? કવિ નિર્ણય દે છે કેઃ—

( ઉપજાતિ )

માયા પરાયી; ગુણ—પૂર્ણ; બંધદા!
મઝા ભલે દે પણ અર્પતી સજા;

અને માયાપતિ?

આત્મીય છે; નિર્ગુણઃ મોક્ષદાતા
મઝા સજાહીન સમર્પતો સદા. ૩

અને આથી વિવેકીને માટે તો—

( અનુષ્ટુપ )

આરંભે મધુરી અંતે માયા મ્હોબત આર્તિદા;
માયાપતિ પદે પ્રીતિ સર્વદા મિષ્ટ આર્તિહાઃ ૪

આમ માયા-પતિ ચાહવા જેવો-ભજવા જેવો છે. તો પછી માયાપતિને બધા કેમ ભજી કે ચાહી શકતા નથી? તેણે જ ગીતામાં નિર્ણય આપ્યો છે કે :—

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ ५ ॥

તો શું દુનિયામાં બધા જ દુષ્કૃતિ—મૂઢ-નરાધમો છે? કવિ કહે છે :

( અનુષ્ટુપ )

હોય અંધાર જો વિશ્વે, અજવાળું ય ક્યાં નથી?
કાલિમા પાપ કેરી જો, પુણ્ય જ્યોતિય ક્યાં નથી? ૬

ભગવાન સ્વયં કહે છેઃ—

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ ७

આમ ચાર જાતના પુણ્યશાળી જીવો પ્રભુને ભજે જ છે તે પૈકી આર્તભક્તિ ખૂબ જ સોહામણી છે કવિ કહે છેઃ—

(ઉપજાતિ)

અસહ્ય કો આંતર વેદના થતી
પળે પળે વેગવતી થતી જતી!
સહાય યાચે પણ લક્ષ્ય ના થતી
છતી થતી લાજ જવા તણી ઘડી. ૮

અનેઃ—

બધાય આધાર યદા જતા છૂટી
તૂટે અહંતા; અસહાય જીવની
ગયો!—ગયો! ઓ! પળ આખરી વળી
શ્રદ્ધાય જાણે ક્ષણ છેહ અર્પતી ૯

અને એવી ઘડીએઃ—

અગમ્ય, તર્કાસહ, ગૂઢ રીતે
છતી થતી મંગલમૂર્તિ વ્હાલાની-
વ્હાલા તણી; ઉદ્ધરતી સ્વભક્તને
અહો! પ્રતિજ્ઞા ઋત દેવદેવની! ૧૦

આવા એક આર્ત ભક્તની જીવની સુણીએ તે પહેલાં મૂળપદ અને નામ સ્મરણ કરી લઇએ.

॥ इति पूर्वरंगः ॥

॥ अथ उत्तररंगः ॥

કવિ કહે છેઃ—

(અનુષ્ટુપ)

ત્રિકૂટાચલને હૈયે હતું રમ્ય સરોવર:
વિશાળ અબ્ધિના જેવું સંતાત્મા શું મનોહર. ૧૧
ઊંડુંએ મનના જેવું પવિત્ર સલિલે ભર્યું,
હર્યાંને જ મન સ્તાપ હરતાં સ્વજનો સમું. ૧૨

આવું એ સરોવર પર્વતનું સૌન્દર્યધામ હતું. ગ્રીષ્મનો સમય હતો ને કવિ કહે છેઃ–

(દ્રુતવિલંબિત)

ભુવન ભાસ્કરના ખર તાપથી<br>
સકલ પર્વત—ભૂ તપતી હતી;<br>
પવનની લહરીય ન આવતી<br>
ઉકળતા ચરુ શી સહુની સ્થિતિ. ૧૩

અને આવા ભયંકર તાપમાં—

(ઉપજાતિ)

અસહ્ય તાપે પરિતપ્ત થાતાં<br>
વને વસ્યો વારણ–રાજ–રાજા;<br>
જલે વિહારાર્થ મદાંધતા ભર્યો<br>
સહસ્ર હસ્તી–બલયુક્ત. સંચર્યો. ૧૪

સ્વયં મદોન્મત્ત યુવાન સાથે<br>
વધૂ તણું વૃન્દ; કુટુંબ સંઘ;<br>
પદે પદે તે ધરણી ધ્રુજાવતો<br>
જતાં જતાં જંગલ ઝાડ ઝૂડતોઃ ૧૫

સ્વહાજરીથી પશુઓ ભગાડતો<br>
ચીત્કારથી ત્રાસ વને જગાવતો;<br>
વિલોકતાં વારિ-નિધાન રાચતો<br>
વિહારવાંચ્છુ સલિલે સરી પડ્યો. ૧૬

અને સ્વજનો સાથે વિહારમાં એ એટલો તો લીન થઈ ગયો કેઃ—

(ઉપજાતિ)

ન ભાન એને મનમાં રહ્યું કે<br>
વિહારમાં સૂર્ય નમી ગયો, ને<br>
અંધાર ચારે ગમ વિસ્તર્યું છે!<br>
વિહારમાં કિન્તુ વિવેક ક્યાં વસે? ૧૭

અને એ વિવેકાન્ધ હાથીનેઃ-

(શાર્દૂલવિક્રીડિત)

ક્રીડા વેગ વધ્યો; પ્રમત્ત ગજ તે સૌ ભાન ભૂલી ગયો,
સંગાનન્દ નિમગ્નને જલ વિષે ગ્રાહે ગ્રસ્યો જોમથી;
ને હાથી મજબૂત તે પકડથી ગર્વિષ્ટ ક્રોધે ભર્યો-
ખેંચે જોરવતી નિજી ચરણને ના કિન્તુ છૂટી શક્યો! ૧૮

અને આમ હાથી અને મગરની વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું. હાથીમાં હજાર હાથીનું બળ હતું ઉપરાંત તે હાથીને તેનાં સ્વજનોની પણ મદદ મળી-પણ-

(ઉપજાતિ)

દિને દિને હ્રાસ બળે થતો ગયો
હસ્તી તણા; ગ્રાહ બળે વધારો;
લાચાર થાતો નિજ શક્તિ ખૂટયે-
ક્ષણે ક્ષણે આંતર સત્ત્વ તૂટે. ૧૯

અને આખરેઃ-

સ્વયં બચાવી શકતો નથી સ્વને
સ્વકીયની આશ પછી કહાં રહે ?
અહં તણી તાંત તૂટી ગઈ; અને
સુબુદ્ધિ તેના સુકૃતે સ્ફુરી હૃદે! ૨૦

અને એને વિચાર આવ્યો-આ પરિસ્થિતિમાં મને કોણ રક્ષે? અને નિશ્ચય થયો-

(શાર્દૂલવિક્રીડિત)

ના રક્ષી મુજને શકું ખુદ પછી બીજાય કેવી રીતે-
રક્ષે? રક્ષણ કાજ આશ્રય લઉં જે રક્ષતો વિશ્વને;
જે દેખાય નહીં છતાં સકલને જોતો, સૂણે અશ્રુત;
ચાહે જે, પકડે બધું-ચરણ કે હસ્તે રહ્યો વર્જિતઃ૨૧

અને આ નિશ્ચય સહિત તેણે પોતાની સમસ્ત જાતને મનોમન પ્રભુને સમર્પી. અને અંતરના આર્ત અને આર્દ્ર-ભાવથી પ્રભુની નીરવ સ્તુતિ કરવા લાગ્યો-કવિ કહે છે કેઃ—

શરણે તુજ દીન જીવ આ—
પળતો ઓ પ્રભુ ! શીઘ્ર આવને !
શરણાગત વત્સલ પ્રભો !
નવ આધાર રહ્યો મને કશો ? ૨૨
તનનું મનનું ગળી ગયું—
અભિમાન પ્રભુ ! ગાઢ, ખીણ શું;
મુજ અંતર આર્તિ–આર્દ્ર આ
તુજને ઝૂરતું સર્વના સખા ! ૨૩
તપ વા નવ યોગ વેદ વા
સમજું, મૂઢ, કશી ન સાધના !
તુજ નામ પુકાર સર્વથા
મુજ આધાર ! ડુબાડ તાર વા ! ૨૪
હરિ ૐ હરિ ૐ હરે હરે !
જય ૐ ૐ જય ૐ હરે હરે !
નમ ૐ નમ ૐ નમો નમ.
નમ ૐ ૐ નમ ૐ નમો નમઃ ૨૫

અને આમ સ્તવન કરતાં ગજેન્દ્રનું હૃદય સમાધિમય થઈ ગયું અને અનુભવીઓનો તો બોલ છે કે—

(શાર્દૂલવિક્રીડિત)

"આર્તસ્વર્ણ કહ્યો સમસ્ત નિગમે બ્રહ્માંડના નાથને
પોકારે પળ માત્રમાં હૃદયના, સર્વત્રગામી થતો—
વ્હાલા ભક્ત જનો તણાં નયનની સામે છતો; વ્હાલથી
અપ્રત્યક્ષ ભલે રહે ઇતરને; પ્રત્યક્ષ એ ભક્તને. ૨૬

અને આપણા ગજેન્દ્રની પ્રાર્થના પણ સંભળાઈ–ગજેન્દ્રના અંતરમાં તરત જ:-

(ઉપજાતિ)

અપાર શાથી પણ શક્તિ લાગે–
રવ અંતરે ! ક્યાંક થકી સેવી તે !

અને ગજેન્દ્ર સ્વસમીપ અંતરે
નિહાળતો મંગલ દિવ્ય જ્યોત- ૨૭
પરંતુ સામે ગગને હરિની
છતી થઈ મંગલ મૂર્તિના જુવે!
સ્વકીય જ્યોતિ પ્રભુએ તિરોહિત
કરી ઉરે દીપતી! લોચનો ખુલે. ૨૮

—લોચનો ખુલતાં જ ગજેન્દ્રની આંખમાંથી ગંગા જમનાનો ધોધ છૂટયો-કેમકે

(અનુષ્ટુપ)

શંખ—ચક્ર—ગદા—પદ્મ-યુક્તા; સુક્તા—મનોરમા
હરિની મૂર્તિને ભાળી ગજેન્દ્રે ધ્યાન—મંગલા! ૨૯

ભગવાનની એ મૂર્તિ જોતાં-ગજેન્દ્રની પ્રેમ વિહ્વળતાનો પાર ન રહ્યો! ભગવાનનું કેવી રીતે પૂજન-સ્વાગત કરું?-એમ હૃદયમાં ભાવ થયો અને-

(ઉપજાતિ)

ગ્રાહે ગ્રસ્યો ચરણ, આગળના ધપાય!
વ્હાલે અસ્યું હૃદય થંભિત પૂર્ણ થાય!
સૂંઢે ગ્રહી કમલ-કુડ્મલ એક ફેંકી-
"પુષ્પાંજલિ હરિ! સમર્પિત હયો સ્વીકારી!" ૩૦

અને પરમાત્મા તે જ ઘડી આકાશમાં બોલતાં સંભળાયાઃ-

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

જ્યાં પ્રભુના કર-કમળમાં ગજેન્દ્રનું ફૂલ પડયું કે તરત-

(અનુષ્ટુપ)

ભગવત્-ચક્ર તે છૂટ્યું વ્હેરાયું ગ્રાહનું ગળું-
સ્પર્શે બન્ને તણું રૂપ પરિવર્તન પામતું!

બંન્ને દિવ્ય રૂપધારી પ્રભુના ચરણે ઢળ્યા. ગજેન્દ્રને ઉદ્દેશીને તિરોહિત થતાં પહેલાં ભગવાને આશીર્વાદ દીધોઃ-

( અનુષ્ટુપ )

આર્દ્ર આર્ત હરે જેઓ સ્તવતાં ભજશે મને—
પ્રયાણ સમયે તેઓ વિમલા મતિ પામશે— ૩૧

અને ગજેન્દ્ર અને ગ્રાહ બન્નેનો ઉદ્ધાર થયો. અને આથી જ તો મૂળપદમાં કવિએ ગાયું છે કેઃ—

હરિ આશ્રય એક આશ્રય
ઈતરાલંબન ઝાંઝવા જળ!

* * *

આપણે પણ એ હરિના નામનો આશ્રય લેતાં—
હરિ ૐ હરિ ૐ હરે હરે
જય ૐ ૐ જય ૐ હરે હરે, કરતાં

અચ્યુત કરીએઃ—

હરિ ૐ તત્ સત્



श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
સ્કંધ–૭ અ. ૫ શ્લો. ૨૩

મંગલાચરણ:—

वक्रतुण्ड महाकाय सूर्य—कोटि—समप्रभ ।
निर्विघ्नं कुरु मे देव शुभकार्येषु सर्वदा ॥ १ ॥
अज्ञानतिमिरं निघ्नन प्रेरयन साधुवर्त्मनि ।
मदान्तेवासिहृदये स्फुरतु श्रीहरिर्गुरुः ॥ २ ॥
वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानन्दं कृष्णं वन्दे जगद्गुरुम् ॥ ३ ॥

સ્તવન:—

કર કરુણાકર બાલક ઉપરે—
કરુણા, નન્દકિશોર પ્રભુજી! કરુણા નન્દકિશોર.
ઘટ ઘટમાં તુજ મધુર છવિને—
નિરખું હરખ વિભોર.
પ્રભુજી! નિરખું હરખ વિભોર! ૧
તુજ કરુણાજલ ઉરમાં પડતાં
મારા ઉરનો મોર
પ્રભુજી! મારા ઉરનો મોર
થનગન થનગન નાચી ઊઠતાં
દ્રવશે; નન્દકિશોર!
પ્રભુજી! દ્રવશે નન્દકિશોર! ૨

મૂળપદ:—

(ઢાળ—વૈષ્ણવજન)

હરિનો જન તો તેને કહીએ
જે સાચ સદાએ પાળે રે,
તન—મન—વચને પ્રેમલ મૂરતી—
દ્રોહ કરે ના કેનો રે! હરિનો—૧
ચોર નથી; ને તન-મન-ધનથી—
પર ઉપકારે રાચે રે,

મનથી મનને રોકી, વિભુમાં
નિશદિન ડૂબકી મારે રે. હરિનો—૨
વિષય સરપના ડંખે બીતો;
ત્રણ કક્ષાને ટાળે રે;
દર્શન તેવા હરિજન કેરું
ભવનો ફેરો ટાળે રે! હરિનો—૩
શુચિતા ઉરની મિલ્કત જેની
ને નાણું છે સંતોષ રે;
નિર્મલ તપના નિધિ- સંચયમા
પળ પળનો ઉપયોગ રે. હરિનો—૪
જળમાં થલમાં પશુ પંખીમાં—
એક રામને ભાળે રે;
ઘટ ઘટ છૂપા નન્દ—તનય ને
પ્રેમે નિત સંભારે રે. હરિનો—૫
તેમાં ચિતડું; તેમાં પ્રાણો;
તેની લગની; બોધ રે;
ગોપ—તનયના કીર્તન કથને—
હૈયુ હરખ વિભોર રે. હરિનો—૬
નન્દસૂનુનાં નામ માત્રથી
નેત્રે ગંગા નીર રે—
ઊભરે; એવા હરિજન , ચરણે
રાખું સદાએ શીષ રે—હરિનો—૭

**પૂર્વરંગઃ—**

હરિજન થવું એ આપણો જન્મ સિદ્ધ હક્ક છે. કેવી રીતે ? તો ઉપનિષદો કહે છે-નાલ્પે સુખમસ્તિ । આથી વિરલ એવી આ માનવદેહની તક નકામી ન જવી ઘટે. માનવને જે મળ્યુ છે તેનો જો તે પૂરો સદુપયોગ કરે તો "અનલ્પનું સુખ" =ભૂમાસુખ તેને મળ્યા વિના નહીં રહે.

આ તક જો એળે જાય તો કવિએ તો પશ્ચાત્તાપ કર્યો જ છે કે :—

(શાર્દૂલવિક્રીડિત)

આત્માનું વિધિપૂર્વ ચિંતન કર્યું કો દી ન મુક્ત્યર્થ મેં;
સ્વર્ગાગાર ઉઘાડવે પટુ વળી ધર્મે ન મેં આચર્યો;
નારી પુષ્ટ પયોધરો નવ અહો! સ્વપ્નેય ભેટયાં કદી!
જન્મી કેવળ માતૃ—યૌવન—વન—છેદે કુહાડો થયો. ૧

આથી વિવેકીને માટે તો મોક્ષ જ પુરુષાર્થ હોઈ શકે. કામ નિઃસાર છે—કેમકે યયાતિઓનો અનુભવ બોલ છે કે—

(અનુષ્ટુપ)

કદીના કામ કામોના ઉપભોગે શમી જતો,
ધૃતાહુતિ વડે જેમ અગ્નિ તેમ પ્રવર્ધતો. ૨

અર્થ પોકળ છે—નચિકેતાનો એકરાર છે કે ન વિત્તેન તર્પણીયો મનુષ્યઃ—અને ભગવાન શંકરાચાર્યની અનુમતિ છે કેઃ—

(માણવકાક્રીડ)

અર્થ અનર્થ જ છે મન જાણો
નવ સાચું સુખ તેથી માણો
તનય થકીએ ધનિને ભીતિ
સકળ જગતમાં એ છે રીતિ! ૩

—ઔરંગઝેબે બાપને મારેલો! એ દૃષ્ટાંત છે. ઉપરાંત અર્થની પ્રાપ્તિ માટે થતી ગ્લાનિ પણ કવિએ વર્ણવી જ છે!—

(શાર્દૂલવિક્રીડિત)

આશાએ નિધિની ધરાતલખણ્યું ગાળી શિલા ધાતુઓ
ઓળંગ્યો સરિતા પતિ નૃપતિઓ સંતુષ્ટ યત્ને કર્યા!
મન્ત્રારાધનમાં નિમગ્ન મનથી ગાળી સ્મશાને નિશા,
કાણી કોડી મળી નહીં! વિનવતો—તૃષ્ણે હવે છોડને! ૪

વળી અર્થ પ્રાપ્તિમાં છૂપાયેલી માનહાનિ તો જુઓ! કવિ કહે છેઃ—

( શિખરિણી )

ખલોના ઉલ્લાપો કથમપિ સહ્યા રંજન મિષે;
નિરોધીને આંસુ સ્મિત પણ કર્યાં શૂન્ય હૃદયે!
કર્યાં ચિત્તસ્તંભે! પ્ર-ખરમતિને અંજલિ ધરી!
શું આશા! મોઘાશા! અધિકતર આથી નચવશે? ૫

અને ધર્મ પણ છેવટનો સહારો નથી જ દઈ શકતો—ગીતાકાર કહે છે:—

( શાલિની )

ખૂટે પુણ્યે મર્ત્ય લોકે પ્રવેશે—

આથી જ તો ગીતાકારનું પ્રેમલ આમંત્રણ છે કે:—

( અનુષ્ટુપ )

અનિત્ય અસુખ પ્રાય દેહ પામી મને ભજ ૬

ઓછામાં ઓછું માનવ જીવન તો ધર્મ—અર્થ—કામની સેવામાં જ ગુમાવવા જેવું નથી—માનવ માટે તો—

" भज गोविन्दं भज गोविन्दं "

નો જ સૂર ઊઠે છે. અને ગોવિન્દને ભજતાં ભજતાં ભક્તે કહ્યું છે તેમ—

विरहीव प्रियामयं विभो! परिपश्यामि भवन्मयं जगत् ।

—ની ઇર્ષ્યાજનક સ્થિતિ મેળવવી રહે છે. આ સ્થિતિ માણવા માટે જ હરિજન થવું ઘટે. આથી તો મૂળપદ કવિ કહે છે કે "હરિના જન તો તેને કહીએ" વગેરે. તો એવા એક હરિજનની કથા સુણીએ તે પહેલાં ભગવાન્નામની ધૂન મચાવીએ!

—ઉત્તરરંગ—

હિરણ્યકશિપુના ચાર પુત્રો. ચારેમાં ગુણદૃષ્ટિએ પ્રહ્લાદ મોટો હતો કવિ કહે છે:—

( અનુષ્ટુપ )

હતો એ શીલસંપન્ન; સત્યનિષ્ઠ; જિતેન્દ્રિય;
સર્વભૂત વિષે જોતો નિજાત્મા, બ્રાહ્મણ—પ્રિય. ૭

પ્રણામશીલ આર્યોને; પિતા શો દીનવત્સલ;
સમાને ભ્રાતૃ શો સ્નિગ્ધ; ગુરુમાં ઈશભાવન; ૮
હતાં નિમિત્ત તો યે એ માન-સ્તંભ- વિવર્જિત;
મિતવાક્ ને મિતાહારી; ધારણા—ધ્યાન-મંગલ ! ૯
વંશે અસુરના જન્મ્યો છતાં અસુર ભાવ ના
સ્પર્શી શકયો કદી એને, પંકે પંકજ શો હતો ! ૧૦
આવો એ પ્રહ્લાદ બાળપણથી જ એ—

(અનુષ્ટુપ)

કૃષ્ણ—ગ્રહ—ગૃહીતાત્મા હતો તન્મય કૃષ્ણમાં
સર્વત્ર કૃષ્ણને જોતો અનુસંધાન માત્રમાં ! ૧૧

અને આથી એની ભક્તિમાં સદૈવ સ્વરૂપાનુસંધાનની જ ઝલક રહેતી ! અને આથી ઘડીઘડી—

(ઉપજાતિ)

ગોવિન્દ આલિંગનથી સમસ્ત
ભૂલી જતો ભાન, હૃદશ્રુધારા—
ગંગા સમી પાવન વાર વાર
સમાધિના ખોલતી બંધ દ્વાર ! ૧૨

અને સમાધિની સહજતાને લઈ ને

અપાર સંવિત્સુખના સમુદ્રે
સ્વયં કરી સ્નાન પવિત્રતાથી—
સંસાર મેલે મલિનાત્મ કેરાં—
મેલો પખાળે ! વ્રત એ અનેરાં ! ૧૩

આવો મહાત્મા હતો એ પ્રહ્લાદ.

આવા મહાત્મા અને નિર્વેર પુત્ર સાથે પિતાએ વેર બાંધ્યું. કારણ તો નજીવું ગણાય! છતાં બાંધ્યું. પ્રહ્લાદને શાળામાં મૂકવામાં આવ્યો. ગુરુ ભણાવે તે ભણે ખરો પણ પ્રહ્લાદના ગળામાં એ ન ઊતરે ! કયાંથી ઊતરે ?—

કેમકે—

( શિખરિણી )

અવિદ્યાને પોષે; પ્રતિપળ વધારે નિજ-અહં;
કરે રાગે વૃદ્ધિ; પ્રગુણિત કરે જે અણુગમો;
વિદારે ના, પોષે મરણભયને જે પળપળે—
ન એ વિદ્યા; વિદ્યાભ્રમ ગજબ!-વિશ્વે વિલસતો! ૧૪

પ્રહ્લાદનો આત્મા વિદ્યા પ્રેમી હતો, અવિદ્યાનો નહીં. અને એક દિવસ દૈત્યરાજ હિરણ્યકશિપુ અંતઃપુરમાં આવ્યા. માતાએ પ્રહ્લાદને પિતાના ખોળામાં બેસાડયો, પિતાએ લાડ લડાવતાં પૃછ્યુઃ—

( અનુષ્ટુપ )

બોલ વત્સ! ભણ્યો તારા ગુરુ દેવો કને કશું—
સર્વશ્રેષ્ઠ? કહે તાત! સૂણવા પ્રેમથી ચહું! ૧૫

અને બાળકે સત્ય કહ્યું—

( ઉપજાતિ )

સંસારનો કૂપ ઘનાંધકારે
ભર્યો; પિતાજી! નવ કોઈ બહાર
પડયા પછી નીકળતો; અતઃ પળી—
વને; અહે આશ્રય શ્રીહરિનો! ૧૬

આવો અણધાર્યો અને અણગમતો ઉત્તર સાંભળી હરિદ્વેષી દૈત્યરાજે અટ્ટહાસ્ય કરી, ગુરુઓને વધારે ખબરદારી રાખવાનું ફરમાવી, તે દિવસ તો જતો કર્યો. ગુરુઓએ પણ પ્રહ્લાદને વિનવ્યો. વિનવણીએ ન પત્તો લાગ્યો તો ધમકાવ્યો! પણ પ્રહ્લાદના હૃદય ઉપર તેનો કશો પ્રભાવ ન પડયો.—ઉલટો તેનો પ્રભુ પ્રેમ વધતો જ ગયો.

અને પ્રહ્લાદનો જન્મ દિવસ આવ્યો. દૈત્યરાજ તે દિવસે પણ એ ઉત્સવમાં ભાગ લેવા અંતઃપુરમાં પધાર્યા. આગલો અનુભવ, માનો, વિસારે પડયો હતો. આજે પરમ પ્રેમથી તેણે બાળકને પૃછ્યુ—બેટા! કાંઈ આટલા વખતમાં સરસ શીખ્યો?

બાળકે તે જ નિરાંતે વળતો જવાબ આપ્યો—હા બાપુ! સર્વશ્રેષ્ઠ શિક્ષણ હવે તો લાધ્યું છે!" તો બોલ, જોઉં-સર્વશ્રેષ્ઠ શિક્ષણ કયું? ને નિર્ભીક બાળકે કહ્યું—બાપુ!

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यं आत्मनिवेदनम् ॥ १८

આ નવધા ભક્તિ સર્વશ્રેષ્ઠ શિક્ષણ છે! આ સિવાયનું બધું ય કુશિક્ષણ જ છે

અને આ બોલ સાંભળતાં દૈત્યરાજની આંખ લાલ થઈ ગઈ! પ્રહ્લાદને ખોળામાંથી હડસેલી મૂક્યો. ગુરુપુત્રોનો ઉધડો લીધો. અને કોઈ પણ ઉપાયે પ્રહ્લાદની આ બળવાખોરીને દાબી દેવાના ખાનગી હુકમો નીકળ્યા! અને—

(શાર્દૂલવિક્રીડિત)

છૂંદાવ્યો ચરણે દિશા ગજતણા; સર્પે ડસાવ્યો સહી;
ફેંકાવ્યો ગિરિશૃંગથી : જલધિમાં ફેંક્યો; હિમ પ્રસ્તરે—
રાખ્યો અગ્નિ ચિતા વિષે, વિષ તણા યોગો કર્યા; રાક્ષસી-
માયાના વિનિયોગમાં ય શિશુને ઈજા ન રહેજે થઈ! ૧૯

કેમકે—

(અનુષ્ટુપ)

રામ તેને સદા રક્ષે જેને રામે કર્યો નિજ;
માનવી! કરને યત્ન રામનો બનવા નિત! ૨૦

અને

દૈત્યરાજ તણા યત્નો અભાગીની ક્રિયા સમા
ગયા નિષ્ફળ સૌ; હૈયે પડી ફાળ હવે મહા. ૨૧

(ઉપજાતિ)

કદાચ આ બાળકના નિમિત્તે
ન મૃત્યુ મારું સરજાયું?-શંકા
સ્ફુરી ઉરે દાનવરાજ કેરા
ચિન્તા ચિતા—ધૂમ્ર છવાય ઘેરા! ૨૨

છેવટે મંત્રીઓની સલાહે પ્રહ્લાદ ઉપર ચાંપતી નજર રાખવાનું ઠર્યું—નજરકેદમાં જાણે પ્રહ્લાદ મૂકાયો—પણ ઈશ્વરના એ લાલને કશી ચિંતા ન હતી. ભણતી વેળા, ગુરુદેવની ગેર—હાજરીમાં પ્રહ્લાદની પ્રેમ પાઠશાળા ચાલતી. પ્રહ્લાદ બોલાવતો, સમવયસ્ક મિત્રો ઝીલતા—

શ્રીરામ રામ રઘુનન્દન રામ રામ :
શ્રીરામ રામ ભયભંજન રામ રામ !
શ્રીરામ રામ ભવકૃન્તન રામ રામ :
શ્રીરામ રામ ઉરરંજન રામ રામ. ૨૩

અને આ રામસ્મરણે વાતાવરણમાં અને અંતરમાં રામ છવાતો. અને આ "અબ્રહ્મણ્ય વાત" દૈત્યરાજને કાને ગઈ. અને દૈત્યરાજે—

(ભુજંગી)

હરિ દેવની મૂર્તિ શા દૈત્યરાજે
કર્યો કારમો ક્રૂર નિર્ધાર આજે
"હણું પુત્રને હું સ્વયં" મૂળ છેદે
વિષ વૃક્ષની ભીતિ સંહાર પામે. ૨૪

અને રાક્ષસરાજનો દરબાર ભરાયો હતો—હુકમ છૂટયો—હાજર કરો એ બદમાશ પ્રહ્લાદને 'અને તરત જ—

(ઉપજાતિ)

પ્રહ્લાદની શાંત પ્રસન્ન મંગલા
મનોરમા મૂર્તિ થઈ ઉપસ્થિતા;
ઘનાભ્રવૃન્દે જ્યમ વીજળી સ્ફુરે
પ્રહ્લાદ તે સંસદમાં તથા ઝગે ! ૨૫

પ્રહ્લાદે સભામાં આવી પિતાને વિનયનમ્ર પ્રણામ કર્યાં ! અને દૈત્યરાજની આંખમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. તે ગર્જી ઊઠયો !—

(વસન્તતિલકા)

ઓ મૂઢ! શું ખબર ના?—મુજ કોપ જન્મ્યે—
કંપે ત્રિલોક સહદૈવત!! તત્સમક્ષ—
કોનાં બળે? અવિનીત! અભીત પેરે—
ઊભો! અને અવગણે મુજ શાસનોને! ૨૬

અને વિનયનમ્ર પ્રહ્લાદે સ્વસ્થતાથી કહ્યું—

(ઉપજાતિ)

પિતા! ન મારું પણ આપનું યે
છે તે જ સામર્થ્ય અનન્ત—જેના
સંકલ્પ માત્રે જગ ઉદ્ભવીને
વિલીન થાતુ! બળ તેજ સાચું! ૨૭

અને આ જવાબ સાંભળતાં જ અગ્નિમાં ઘી હોમાયું. દૈત્યરાજના ક્રોધે માઝા મૂકી–તેણે ગર્જના કરી.

(અનુષ્ટુપ)

"મારાથી ભિન્ન એવો તે બોલ ક્યાં છે હરીશ્વર?"
"સર્વત્ર" "યદિ સર્વત્ર શાને સ્તંભે ન?" પેખતો? ૨૮

અને "પેખતો" શબ્દ સાંભળતાં વેંત હિરણ્યકશિપુ ત્રાડ પાડી ઊઠ્યો—

(અનુષ્ટુપ)

મૂર્ખ! ઉદ્ધત! ઓ મૂઢ! છેતરે તું મને વદી–
"સર્વત્ર" એમ; બોલાવ તારો તે રક્ષવા હરિ. ૨૯

આટલું કહી ક્રોધથી—

स्तंभं तताडातिबलः स्वमुष्टिना—

તે અતિ બલિષ્ઠે તે સ્તંભમાં જોરથી મુક્કી મારી—કે તરત–

(ઉપજાતિ)

સ્વકીય વ્યાપ્તિ સ્થિર જંગમે રહી—
દર્શાવવા તે; નિજ ભૃત્ય વાક્યની
યથાર્થતા સિદ્ધ કરી બતાવવા
નૃસિંહ રૂપે પ્રકટી રહ્યા હરિ! ૩૦

પ્રચંડ ને દારૂણ ભીષણાકૃતિ
નિનાદ એ ઘર્ઘર; ભૈરવી 'ગતિ'
નિહાળતાં યે 'ગતિ આગળી' જતી—
મનસ્વિનીની 'મતિ એ જતી ઠરી! ૩૧

અને જ્યાં ભગવાન નૃસિંહની પૂર્ણાકૃતિ પ્રકટી કે તે દૈત્યરાજ તેના ઉપર તલવાર લઈને ધસ્યો—પણ

(અનુષ્ટુપ)

અટ્ટહાસ્ય કરી દેવે ઝડપ્યો ક્ષણ અર્ધમાં—
દ્રઢ મુષ્ટિ વતી કેડે, સુપર્ણ નાગને યથા. ૩૨
ક્રોધાવેશે ભર્યા દેવ ખર–તીક્ષ્ણ–નખાયુધે
વિદારે ક્ષણમાં આંત્ર ક્રોધ એ નવ ઊતરે— ૩૩

પળમાં દૈત્યરાજ હતો ન હતો થઈ ગયો!—પણ પ્રભુની એ ક્રોધ સમાધિ ન ઊતરતાં—બ્રહ્માંડ બળવા લાગ્યું. એમને શાંત કરવા લક્ષ્મીજી પણ સમર્થ ન થતાં બ્રહ્માજીએ બાળક પ્રહ્‌લાદને પ્રભુને શાંત કરવા કહ્યું—અને એ બાળક—

(અનુષ્ટુપ)

નિર્ભીક હૃદયે પ્રેમે—નૃસિંહ પાસ સંચરે!
પકડે પ્રભુના પાદો આશ્ચર્યે વિશ્વ ઓગળે! ૩૪

કેમકે—

(ઉપજાતી)

સ્વભક્તનો સ્પર્શ થતાં પ્રશાંત
થતી પ્રભુ ક્રોધ તણી સમાધિ;
વાત્સલ્ય ભાવે પ્રભુ ઊંચકીને
સ્વભૃત્યને અંતર શું લગાવે! ૩૫

અને

પ્રેમે સ્રવે નેત્ર નૃસિંહ કેરાં
પ્રહ્‌લાદ શીર્ષે અભિષેક થાતો;
પ્રેમાશ્રુ પ્રહ્‌લાદ તણાં ઝરીને
પાદારવિન્દો પ્રભુનાં પખાળે— ૩૬

અને—પ્રસન્ન પ્રભુએ બાળકને શુભાશિષો દીધા.

(વસંતતિલકા)

નિષ્કામ બાળ! તુજ જીવન રમ્ય ધન્ય—
ધન્યાતિધન્ય! કમનીય વળી અનન્ય;
મારા સમસ્ત જનમાં નિત અગ્રયાયી
થાશે; શિવૈકપદવીરત; મોક્ષભાગી! ૩૭

આશીર્વાદ દઈ પ્રભુ અંતર્ધાન થયા. પ્રહ્લાદને હરિજન થતાં ભોગ અને મોક્ષ બન્ને મળ્યાં. આથી તો આપણે હરિજન થવા માટે શરૂઆતમાં ગાયું કે-"હરિનો જન તો તેને રે કહીએ"-પ્રભુ કૃપાએ આપણે હરિજન થઈએ.

॥ इति उत्तररंगः ॥

—હરિઃ ૐ તત્ સત્—

# શ્રી નલિન મ. ભટ્ટના અન્ય ગ્રંથો

( સૂચના : મોકલવાનો ખર્ચ જુદો જાણવો )

## (૧) ગીતા વિભાગ

શ્રીમદ્ ભગવદ્ગીતા સાધન
ભાષ્ય — કિં. રૂા. ૧૦-૦-૦

ગીતાશ્રવણ
ગીતા મનન
ગીતા ધ્યાન
ગીતા વિચારધારા
ગીતાપ્રવચનપ્રવાહ
} રૂા. ૯-૦-૦

ગીતા પોકેટ સીરીઝ.
(નીચેનાં પુસ્તકોનો સેટ) ૨-૧૨-૦
ગીતાનો સ્થિત પ્રજ્ઞ, ગીતાનો ભક્ત, ગીતાનો ત્રિગુણાતીત ગીતાનો પરમેશ્વર, ગીતાની સાધના, ગીતાનો સજ્જન

શ્રી રામગીતા — ૦૦-૬૫ ન. પૈ.
ગીતાદર્શન — ૬—૦-૦
સ્વાધ્યાય ગીતા — ૦-૧૨-૦
ગીતા સમશ્લોકી — ૦-૧૨-૦
ગીતા પત્રાવલિ — ૦—૮-૦
ગીતા સારણી — ૦—૪-૦
ગીતા વૈદિક પદભાષ્ય (અપ્રાપ્ય) ૧-૧૯

## (૨) ઉપનિષદ્—વિભાગ

ઈશ કેન-ઉપનિષદ્ — ૦-૧૨-૦
ઉપનિષદ્ ચતુષ્ટય (માંડૂક્ય; તૈત્તિરીય; ઐતરેય; શ્વેતાશ્વતર) — ૨—૮-૦
ઈશાદિ નવોપનિષત્ — ૮—૦-૦
છાંદોગ્યોપનિષત્ — ૪—૦-૦
૨૦-૩૦ બૃહદારણ્યક (અપ્રકટ)

## (૩) ભાગવત વિભાગ

શ્રીમદ્ ભાગવત વિચાર દર્શન — ૨—૮-૦
ભાગવતની ગુરુ પચ્ચીસી — ૦-૧૦-૦
ભાગવતનો વિશ્વધર્મ — ૦—૮-૦
ભાગવતનાં યોગીશ્વરદર્શન — ૧—૮-૦
ભાગવતની પ્રશ્નોત્તરી — ૧—૮-૦
૩૧-૩૬ સત્સંગ પત્રાવલિઃ ૧—૦-૦

## (૪) દાર્શનિક વિભાગ

યોગપત્રાવલિ (૩ ભાગમાં) ૬—૦-૦
સંક્ષિપ્ત વેદાન્ત સિદ્ધાન્ત નિરૂપણ — ૦—૨-૦
વ્યાપક વેદાન્ત (હિન્દી) — ૦—૪-૦
,, ,, (ગૂજરાતી) — ૦—૮-૦
નારદ ભક્તિસૂત્ર સાધન ભાષ્ય (ગૂજરાતી) — ૧—૦-૦
જીવન દર્શન — ૨—૮-૦
જીવન-દીક્ષા — ૧—૦-૦
આર્ષ દર્શનો (અપ્રકટ)
સાંખ્ય સંજીવની — ૧—૮-૦
૩૭-૪૬ શિક્ષણ દર્શન (અપ્રકટ)
બાળકો. વગેરે. ૦-૧૨-૦

## (૫) કાવ્ય વિભાગ :

નલિની પરાગ. ૨-૦-૦
સરોજ સુરભિ ૧-૪-૦
પદ્મ પરિમલ ૪-૦-૦
૪૭-૫૧ કુન્દમાલા (અપ્રકટ)
પ્રસન્ન મળો (અપ્રાપ્ય)
નીતિશતક (,,)
વૈરાગ્યશતક અપ્રાપ્ય
અભય પત્રાવલી (,,)
પ્રાર્થના સંગ્રહ (,,)
પત્ર સંગ્રહ (,,)

## (૬) પ્રકીર્ણ

પ્રભુને પંથે. ૨-૮-૦
વૈષ્ણવ જન. ૦-૪-૦
તુલસી ૦ ૮-૦
ક્રિયાયોગ ૦-૪-૦
સાધના સાર ૦-૬-૦
પંચામૃત ૩-૦-૦
૫૨-૬૪ ભારતનાં અમર

## ७) संस्कृत विभाग

ईशोपनिषत्भाष्यम्, भाष्-स्तोत्रसंग्रहः, जीवनदर्शनम् वेदानुशासनम्, सांख्यप्रदीपभाष्यम्, नारदभक्तिसूत्र साधन भाष्यम्, विष्णुसहस्रनाम, भाष्यम्, ६५-७२ श्रीगीतादर्शन (सभाष्यम्) ६—०


પ્રાપ્તિ સ્થાનઃ—**શ્રી ઈન્દુમતી ર. શાહ** વ્યવસ્થાપક : ગીતાબંધુ.
૨૪, પારિજાત : ૯૫, મરીનડ્રાઈવ, મુંબઈ ૨. ફોન નં. ૨૪૧૪૯૬.